શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થ માળા ગ્રન્થાંક, ૧

( શ્રી માણસા મુકામે અપાયેલી. )

# અધ્યાત્મ વ્યાખ્યાનમાળા.

તથા સાંવત્સરિક ક્ષમાપના.

---

પ્રથમ આવૃત્તિ નકલ ૨૦૦૦

---

પ્રસિદ્ધ કર્ત્તા,

શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.

અમદાવાદ.

શ્રી " સત્યવિજય " પ્રિન્ટિંગ પ્રેસ–પાંચકુવા નવા દરવાજા.

---

વીર સંવત ૨૪૩૫. સન ૧૯૦૮

કીમત ૦-૪-૦

# मंगलाचरण

जय जय वीरजिनेश्वर विनतडी अवधारजो रे,
आत्मोपासक मडल भक्तजनोने तारजो रे. जय जय. १

आत्मोपासक यौगिक मडल, स्थापन करता रुडु मगल,
रवि किरणवत् ज्योति सर्व प्रसारजो रे जय जय. २

सब सिद्धांतो साचां दीठां, भक्तजनोने लाग्या मीठां,
प्रकाश तेनो करवा करूणा लावजो रे जय जय ३

द्रव्यानुयोगादिक ज्ञाने, प्राणी चढता शिव सोपाने;
मडलना उद्देशो जग प्रसरावजो रे जय जय ४

हळीमळीने करशुं भक्ति प्रगटावीशु चेतन शक्ति,
यौगिक विद्या महीमडल फेलावजो रे. जय जय ५

शासन देवो सहाये आवो, मगल कृत्यो नित्य करावो,
जिन शासननो जय डको वजडावजो रे जय जय ६

परोपकारे बुद्धि आपो, चिदानन्द पदमां झट थापो,
परमामृतनु पान प्रभुजी करावजो रे जय जय ७

उच्च जीवन चेतननु करवा, भवोदधिनी पार उतरवा,
आत्मोपासक मडल शक्ति वधारजो रे जय जय ८

सत्य तत्व प्रकाश करावो, करूणा दीलमा प्रभुजी लावो,
भक्तजनोने परम प्रभुजी उद्धारशो रे जय जय. ९

मगल साचु वीरना नामे, आत्मोपासक मडल पामे,
बुद्धिसागर परम महोदय पामशो रे जय जय १०

ॐ शान्तिः शान्तिः शान्तिः ३

---

# प्रस्तावना

ॐ नमः

આ પુસ્તક પ્રકટ કરવાનુ કારણુ આત્મજ્ઞાનનો ફેલાવો કરવો કરવો તેજ છે–જમાનાને અનુસરી તત્ત્વજ્ઞાનનો જે જે હેતુઓથી ફેલાવો થાય તેતે હેતુઓને દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી આદરવા જોઇએ આ કાર્ય માણસામા કરવામા આવ્યુ હતુ–માણસા ગામના શ્રી સઘે બહુ ઉત્સાહથી આ કાર્ય ઉપાડી લીધુ હતુ અને એક કકોતરી લખી જીજ્ઞાસુ જીવોને આમત્રણ કર્યુ હતુ તે કકોતરી આ પ્રમાણે છે



સ્વસ્તી શ્રી ______ નગરે મહાશુભસ્થાને પૂજ્યારાધે સર્વોપમાલાયક સર્વશ્રાવકગુણસપન્ન સ્યાદ્વાદતત્ત્વોપાસક મહાશય ______

શ્રી માણસાથી લી શ્રી સઘ સમસ્તના જયજીનેન્દ્ર વાચશો વિ વિ સાથ લખવાનુ કે અત્ર પરમપૂજ્ય યોગનિષ્ઠ મુનિરાજ શ્રીમન્બુદ્ધિસાગરજી મહારાજ સાહેબ ચાતુર્માસ રહ્યા છે, તેમના સદુપદેશથી અધ્યાત્મજ્ઞાન તથા યોગશાસ્ત્રજ્ઞાનનો પ્રકાશ કરવા અને તે આચારમા મુકવા આત્મોપાસક યોગમડળનો મેળાવડો સવત ૧૯૬ના શ્રાવણ સુદી ૪–૫–૬ શનિ, રવિ અને સોમના સોમા ગુરૂવર્ય શ્રીમન્બુ[illegible]ગરજીના થશે, તે વખતે

વશ દૈ ગજ્ઞાન

સબધી તેઓશ્રી વ્યાખ્યાન આપશે પ્રસગાનુસાર અન્ય વ્યાખ્યાનો પણ થશે પ્રભુભક્તિ, પ્રભુભજન, ધ્યાન વગેરેમા ત્રણ દિવસો પસાર કરવામા આવશે માટે તે પ્રસગે આપ પણ કૃપા કરી લાભ લેવા પધારશો આપના પધારવાના સમાચાર પત્રદ્વારા આગળથી નિવેદન કરશો

| | |
|---|---|
| સવત ૧૯૬૪-ના<br>અસાડ શુદ ૫<br>મુ માણસા | લી સેવક<br>શા વીરચદ કૃષ્ણાજીના<br>જયજીનેન્દ્ર વાચશો |

આ પ્રમાણે કકોતરી લખ્યા પ્રમાણે ભવ્ય સદ્‌ગૃહસ્થ સુશ્રાવકો અમદાવાદ, મુબાઇ, પાદરા, સાણદ, વડનગર, એધાવી, વિજાપુર, પેથાપુર વગેરે ઘણા ગામોમાથી આવ્યા હતા ઝવેરી જીવણચદ ધર્મચદભાઇ તથા પાદરાથી વકીલ મોહનલાલ હીમચદભાઇ તથા અમદાવાદથી શેઠ મોહનલાલ લલ્લુભાઇ તથા ભગત વીરચદભાઈ ગોકળભાઇ તથા દોશી મણિલાલ નથુભાઇ બી એ તથા શા ગીરધરલાલ હુકમચદ તથા સોદાગર શકરચદભાઇ તથા શા જગાભાઇ ચદુભાઇ વિગેરે ઘણા ગામોમાથી ઘણા મુમુક્ષુ શ્રાવકો આવ્યા હતા માણસાના શ્રીસઘે આદરસત્કારથી તેઓની ભક્તિ કરી હતી આત્મોપાસકમડળના ભક્તોને જમાડવાનુ શુભભક્તિનુ કૃત્ય માણસાના સુશ્રાવક શા વીરચદભાઈ કૃષ્ણાજીએ શ્રી સઘની આજ્ઞાથી ઉપાડી લીધુ હતુ તે પ્રમાણે યથાયોગ્ય ભક્તિ કરી હતી કોઈ પ્રકારની ખામી રહી નહોતી અન્ય જીજ્ઞાસુ જીવો કે જે આગળપાછળના ગામોમાથી આવ્યા હતા, તેમને જમાડવાની શ્રીસઘે સારી ગોઠવણ કરી હતી મુનિમહારાજ ગુરૂવર્ય શ્રી બુદ્ધિસાગરજી મહારાજજીએ ભક્તોને આત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો તેમજ દોશી મણિલાલ નથુભાઇએ શાતિનુ સ્થળ એ વિષયનુ સારૂ ભાષણ આપ્યુ હતુ ભોજક ગીરધર-હેમચદે આવશ્યક ઉપર

## सांवत्सरिक क्षमापना

મુનિરાજ શ્રીબુદ્ધિસાગરજીએ માણુસા ગામમા ચોમાસુ રહી સાવત્સરિક ક્ષમાપના પોતાના માટે કરી હતી માણુસાવાળા શા ચુનીલાલ કેવલભાઈએ પોતાની બીના મૃત્યુના સમયે પુણ્યમા જે રૂપયા કાઢયા હતા, તેમાથી રૂ ૭૫) પચોતેર આપી તે ગ્રથ છપાવ્યો છે તેથી તેમને ધર્મલાભ થશે આવા કૃત્યમા ધન વાપરવાથી તે ભાઇને ધન્યવાદ ઘટે છે

દરેક સદ્‌ગૃહસ્થ ગુરૂમહારાજના વ્યાખ્યાનોને શ્રવણ કરી તેનો ફેલાવો કરશે અને તે પ્રમાણે યથાશક્તિ વર્તવા પ્રયત્ન કરશે

ભાવનગરથી કુવરજીભાઇ આણદજી તથા જયપુરથી કોન્ફરન્સના ઉત્પાદક ગુલાબચદજી ઢઢ્ઢા તથા અમદાવાદથી શેઠ જગાભાઈ દલપતભાઇ તથા મનસુખ કીરતચદ વિગેરે ઘણા ગૃહસ્થોથી ન અવાયુ તેથી તેમણે અનુમતિ જણાવી હતી અને મડળની ફતેહ ઇચ્છી હતી, માણુસા સઘના આગેવાનોએ ભક્તિમા તન, મન, ધનથી ભાગ લીધો તેથી તેમને ધન્યવાદ ઘટે છે

લી શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મડળ.

## શ્રી માણસાખાતે અપાએલાં આત્મજ્ઞાનમાંથી

# વ્યાખ્યાનમાળા.



### ગુરૂરાજ અધ્યક્ષ મુનિશ્રી બુદ્ધિસાગરજીનુ પ્રથમ દીવસ શનિવારના મધ્યાન્હનુ આરભનુ વ્યાખ્યાન

अज्ञानतिमिरान्धानां ज्ञानाञ्जनशलाकया
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥१॥

શ્રી વીરભગવાને કહેલા તત્વો માર્ગો અને ઉપદેશો આત્માને અનત લાભ આપનારા છે આત્મિક ધર્મ શુ છે, અને આત્મા અને જડ વસ્તુ વચ્ચે કેવા પ્રકારનો સબધ છે, એ સત્ય વીતરાગપ્રભુએ પોતાના કેવળ જ્ઞાનદ્વારા જાણીને તેનો બોધ જગજ્જનના કલ્યાણ અર્થે આપેલો છે તેમણે જણાવેલો માર્ગ અસત્ય હોય નહિ, કારણ કે, તેઓ રાગદ્વેષરહિત છે તેઓએ સાતનય, નવતત્વ, જીવ અને આશ્રવના કારણો જણાવેલા છે, અને આ રીતે આ સસારસમુદ્રમાંથી મુક્ત થવાનો માર્ગ દાખવ્યો છે કેવળ જ્ઞાનીના વચન અગમ્ય છે હાલમા મનુષ્યજાતિનો મોટો ભાગ બાહ્ય પ્રવૃત્તિમા વિશેષ પડેલો છે, બાહ્ય ઉન્નતિને અધિક ચ્હાય છે, અને તેથી પોતાનુ ખરૂં કર્તવ્ય શુ છે, તે સમજતો નથી, તેવા અજ્ઞાનમા ગોથા ખાતા પુરૂષોને હાલના જમાનાને અનુસરી બોધ આપવાની ખાસ જરૂર છે પચમકાલમા કેવળજ્ઞાની પુરૂષોના અભાવે તેમની વાણી, અને તે વાણીને પ્રરૂપનાર ગુરૂઓ આધારભૂત છે, માટે જે મનુષ્ય તે આગમોનો અભ્યાસ કરે અથવા ગુરૂ મુખે તે સાભળી હોય અને ઉચ્ચારે શું છે તે જાણતો

નથી, તે સત્ય આનંદ મેળવી શકતો નથી તે શાસ્ત્રને બતાવનારા સદ્ગુરૂઓ હાલ પણ વિચરે છે

ગીતાર્થ મુનિરાજો પોતાની શક્તિના પ્રમાણમા અને શ્રોતાવર્ગની શક્તિના પ્રમાણમા દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ વિચારી જ્ઞાન આપે છે અધિકારી જોઇ ગીતાર્થ મુનિરાજો સદ્જ્ઞાનનો બોધ કરે છે જૈન ધર્મમા દરેક વિષયને લગતા અનેક ગ્રન્થો વિદ્યમાન છે અધ્યાત્મ, યોગ, નવતત્ત્વ, કર્મ સબધી અનેક ગ્રન્થો લખાયેલા છે કેટલાક ગ્રન્થો વર્તનને–ચારિત્રને લગતા છે કેટલાક જ્યોતિષ, વૈદક, વ્યવહારને લગતા છે આ રીતે ગ્રન્થોની ખામી નથી, પણ જૈનકોમ વ્યાપારી હોવાથી, અને આ રીતે વિદ્યામા પાછળ પડેલી હોવાથી, જૈનો તેવા ઉત્તમ પુસ્તકોનો અભ્યાસ કરતા નથી અને તેથી કેટલાક જૈનો પણ ઉચ્ચ તત્વજ્ઞાનને હસી કાઢે છે જો માધ્યમ તત્ત્વદૃષ્ટિથી નિહાળે તો સર્વ ધર્મમાથી સાર ખેચી કાઢી શકે, એકાતનય એજ મિથ્યાત્વ છે સાપેક્ષવૃત્તિ રાખી સત્ય શોધવુ અને તેને અનુસરવું એજ સમકિતધર્મ છે જૈનો હમેશા માધ્યસ્થવૃત્તિ રાખી સત્યની ગવેષણા કરનારા છે આત્મા છે, અને તે નિર્લેપ છે, અને કર્મથી ભિન્ન છે એમ જે કહેવાય છે તે નિશ્ચયનયને આધારે છે, પણ નિશ્ચયનયની સાથે વ્યવહારને વિસરવો જોઇતો નથી દેવ ગુરૂ અને ધર્મનુ સ્વરૂપ જાણવું અને તે પ્રમાણે વ્યવહરવુ તે વ્યવહારને લીધે છે વ્યવહારધર્મ બહુ ઉપયોગી છે, પ્રારભમા તેના સિવાય એક પણ પગલુ આગળ ભરી શકાય તેમ નથી પણ વ્યવહારમાજ સર્વ સમાયેલુ છે, એમ જણાવી જેઓ નિશ્ચયનયનો અનાદર કરે છે, તેઓ એક મોટી ભુલ કરે છે શુદ્ધ આચરણ રાખનારા બહુ થોડા મળી આવે છે રાગદ્વેષનો જેથી ત્યાગ થાય તે માર્ગનુ અવલબન લેવુ એ ઉત્તમોત્તમ માર્ગ છે

અત્રે ભેગા થવાનો હેતુ કોઇની નિન્દા કરવાનો નથી, પણ આ શરીરમા રહેલા આત્માનુ સ્વરૂપ જાણવાનો છે અને તે સ્વરૂપ જાણી પરમગાતિ પ્રાપ્ત કરવાનો છે અધ્યાત્મ જ્ઞાન અને યોગજ્ઞાન સબધી કેટલાક વિષયો અત્રે ચર્ચવામા આવશે, અને આવશ્યકાદિ ક્રિયાઓના હેતુઓ સમજાવવામા આવશે અને તેવા હેતુથીજ અત્ર આપણ સર્વ એકત્ર થયેલા છીએ આવાજ કાઇક ઉદ્દેશથી વરોડ્રામા શ્રેય સાધક અધિકારીવર્ગ કાર્ય કરે છે તેવા મડળની આપણામા પણ જરૂર છે, એમ કેટલાક સ્વીકારતા થયા છે જે કામ એક માણસથી થઇ ન શકે તે સામટા મળેલા ઘણા મનુષ્યો ઘણીજ ત્વરાથી પૂર્ણ કરી શકે છે મડળને લીધે ભ્રાતૃભાવની વૃદ્ધિ થાય છે, બીજામા રહેલા સારા ગુણો જોઈ આપણે પણ તેવા પ્રકારના ગુણો રાખવાને દોરવાઇએ છીએ અને આ રીતે થોડા પ્રયાને ઉત્તમ દાખલા વડે આપણે પરોપકાર, દયા, ક્ષમા, નમ્રતા, વિનય આદિ અસાધારણ ગુણો મેળવી શકીએ છીએ ગુણાનુરાગ થવો એજ ગુણ મેળવવાનો ઉમદા માર્ગ છે જૈન ધર્મ સર્વ વાતે સપુર્ણ છે, તેમા કાઇ ન્યૂનતા નથી, પણ જમાનાને અનુસરી કેટલાક ગ્રન્થો લખાવવાની જરૂર છે સાયન્સની સહાયતાવડે ધમસિદ્ધાતોની સત્યતા પુરવાર કરી આપવી જાઇએ આવા કામ માટે સાધુ અને શ્રાવક બનેની જરૂર છે તત્ત્વાર્થ સૂત્ર કહે છે કે परस्परोप ग्रहो जीवानाम् જીવો એક બીજાને સહાય કરવા વાસ્તે છે છપાવવાનુ, પ્રસિદ્ધ કરવાનુ, ફેલાવવાનુ કામ શ્રાવકો કરે, અને તેવા ગ્રન્થો રચવાનુ કામ સાધુઓ અને વિદ્વાન્ શ્રાવકો કરી શકે

જૈનધર્મ નાના જતુઓની દયા કરવામાજ સમાયેલો છે, એવો આક્ષેપ કેટલાક જૈન તત્ત્વોના અજ્ઞાનજનો તરફથી જૈન ધર્મપર મુકવામા આવે છે આ તેમની મોટી

ભુલ છે અમેરીકામા વિખ્યાતી પામેલા પ્રાણુવિનિમય, હીપ્નોટીઝમ, થોટ-રીડીંગ (વિચાર વાચન) વગરે શાસ્ત્રો તે આત્મિક શક્તિ આગળ કાંઈ હીસાબમા નથી આત્મિક શક્તિરૂપ વૃક્ષના તે ફણગા સમાન છે ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરી મનને કાબુમા રાખનાર તે એવો ઘણી સહેલાઇથી કરી શકે તેમા કાંઇ ચમત્કાર નથી, તે સઘળુ સ્વાભાવિક છે, પણ આપણે ધર્મગ્રન્થોનો અભ્યાસ કરતા નથી, તે જાણવાની આતુરતા બતાવતા નથી, અને તેથી બીજાઓના ચમત્કાર જોઇ આપણી બુદ્ધિ વ્યામોહ પામી જાય છે હાલમા ઉદ્યોત જણાતો નથી, તેનુ કારણ આપણી અજ્ઞાનતા અને તે સબધી પુરૂષાર્થ કરવાની ખામી છે પર માથદૃષ્ટિ રાખવી અને બીજાની ઉન્નતિ કરવામાજ આપણી ઉન્નતિ સમાયેલી છે, એ વિસરવુ નહિ વીર ભગવાને પ્રરૂપેલા તત્ત્વોનો ફેલાવો કરવો એ ઘણુ જ આવશ્યક કાર્ય છે, અને જે માણસો તે કાર્ય કરવામા પ્રયાસ કરશે તેઓને અનતગણુ પુણ્ય હાસીલ થશે જેઓ નિન્દાખોર છે, ક્ષુદ્ર વિચારના છે, અને ઉચ્ચ આશયરહિત છે, તેઓ કશુ કરી શકવાના નથી ઉદ્યમથી સર્વ બાબતો સિદ્ધ થાય છે—

उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ॥
नहि सुप्तस्य सिंहस्य मुखे प्रविशन्ति मृगा ॥

દરેક કાર્ય ઉદ્યમથી સિદ્ધ થાય છે, કેવળ મનોરથથી સિદ્ધ થતુ નથી, સુતેલા સિહના મુખમા આવીને મૃગલા પડતા નથી, માટે પુરૂષાર્થની પરમ જરૂર છે જાણકાર અને ધર્મની રૂચિવાળા પુરૂષોની જરૂર છે કારણ કે આત્માની સાથે આવનાર જ્ઞાન છે જ્ઞાન એજ ઉચ્ચ ગતિને આપનારૂં છે જૈનધર્મ દશે દિશાએ ગાજી રહે તેવા પુરૂષાર્થની પરમ જરૂર છે

હેમચદ્રાચાર્ય, કુમારપાળ અને સપ્રતિ રાજાના સમયની સ્થિતિ સાથે હાલની જૈનનધર્મની સ્થિતિ તપાસો, અને પછી આપણે કેવી દશામા આવી પડયા છીએ તેનો કાઇક ખ્યાલ આવી શકશે કેટલાક કહે છે કે કાળ પડતો આવ્યો છે, અને વીર ભગવાને પણ કાળની પડતીનું ભવિષ્ય ભાખ્યુ છે, તો પછી ઉદ્યોત શી રીતે સભવી શકે? પણ તેઉ કહેનારા લોકો બીજા વાક્યો ભુલી જાય છે શાસ્ત્રકારે તેજ સ્થળે કહેવામા આવેલુ છે કે ૨૩ વાર ઉદ્યોત થવાનો છે, તો તે ઉદ્યોતનો સમય સમીપ લાવવાને આપણે શાસારૂ પ્રયાસ ન કરવો જોઇએ ? પ્રયાસ પ્રમાણે ફળ મળે છે આપણો ધર્મ દયા, શાતિ પ્રસારનારો અને હરેક જનને ઉપકાર કરનારો છે તો તેના ફેલાવા સારૂ શાસારૂ આપણે કમરબધ ન થવુ જોઇએ ? તે ફેલાવાના સાધનો રચવાનો આ મડળનો ઉદ્દેશ છે

અધ્યાત્મ શાસ્ત્ર અને યોગ શાસ્ત્ર રાગદ્વેષને ટાળનાર અને આત્માનુ સ્વરૂપ સમજાવનાર છે આત્મા નિત્યાનિત્ય છે, એવુ સ્યાદ્વાદ ભાવનાવાળુ વાકય જૈનશાસ્ત્ર પ્રબોધે છે, અને દ્રવ્યાનુયોગના અભ્યાસ વડે આત્મસ્વરૂપ સમજવામા આવે છે હેમચદ્રાચાર્યે યોગશાસ્ત્ર રચેલુ છે, હરિભદ્ર સૂરિએ યોગદૃષ્ટિ ગ્રન્થ લખેલો છે ચિદાનદજી એ સ્વરોદય મારફતે તે જ્ઞાનનો બોધ આપેલો છે વિનયવિજયજીએ પણ તે માગ સબધી કેટલુક લખેલુ છે યશોવિજયજી મહારાજ પણ તે બાબતમા નિપુણ હતા, શ્રીમ, આનદઘનજીના યોગવિષયક જ્ઞાનના અનેક પુરાવા વિદ્યમાન છે જ્ઞાનાર્ણવ ગ્રન્થમા યોગમાર્ગ પ્રરૂપાયેલ છે જ્યારે આ આચાર્યોના ગ્રન્થોનો અભ્યાસ થાય ત્યારે જૈન યોગ અને અન્યધર્મોએ ઉપદેશેલા યોગનો ભેદ જણાઈ શકાય, તે માટેજ આ મડળની યોજના છે સકલ્પનુ બળ અપરિમિત છે ઘણા પુરૂષોનો એકત્ર થયેલો સકલ્પ

ગમે તેવુ વિકટ કાર્ય અલ્પ સમયમા સાધી શકે છે સક ટપનુ બળ કેટલુ છે તે હજુ બહુજ થોડા જાણે છે આત્મોપાસક મ ડળ પક્ષપાતરહિત છે, અને કોઈનુ ખ ડનમ ડન નહિ કરતા, તે માધ્યસ્થ દૃષ્ટિથી વતનારૂ છે, તેથીજ દુનિયાને લાભ થઈ શકશે. સ્વધર્મના ઉચ્ચ સિદ્ધાંતોનુ જ્ઞાન ફેલાવવાનુ તેનુ પરમ કર્તવ્ય છે

જળ અને પૃથ્વીમા પણ જીવ છે, એમ ડોકટરો અને સાયન્સ જાણનારાઓ કબુલ કરે છે પ્લેગના જ તુઓ છે એ બાબત હવે સિદ્ધ થઈ ચુકી છે આ જ તુઓ જૈન ધમમા વણવેલા સુક્ષ્મ મ'પાતીજીવ વગેરે છે આપણે ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરતા નથી, તેથી વિચારવમળમા ગોથા ખાઈએ છીએ માટે આ આત્મિક મ ડળ આત્મશ ક્તિનો પ્રકાશ કરશે અને દુનિયાને અનેક રીતે લાભકારી થશે હજારો માણસો સત્યવચન બોલનાર ઉપર વિશ્વાસ રાખે છે માટે ધમના તત્વો જાણી નીતિને માર્ગે વળવુ એ શ્રેયસ્કર છે આપણે જૈન કહેવાઈએ છીએ, પણ જીને શ્વરે કહેલા તત્વોનુ જ્ઞાન આપણુને બિલકુલ હોતુ નથી માટે ધર્મનુ જ્ઞાન જાતે મેળવવાની, અને તેના લાભ સમ જી, બીજાઓમા તે ફેલાવવાની અતિ જરૂર છે આલસ્યથી, પરમાથબુદ્ધિના અભાવથી આપણે પુરૂષાથ કરતા નથી ને તેથી આપણા સત્યતત્વો ફેલાવો પામી શકતા નથી તમારા આચાર વિચાર ઉપર અ ધારપછેડો આવી ફર્યો છે, તેને તમે સુધારો ત્યારેજ તમે વીરપ્રભુના ખરા અનુયાયી કહેવાશો જેટલો આન દ દશહજાર રૂપૈયા મેળવવામા તમે રાખોછો તેટલો આન દ તમે આ ઉચ્ચ તત્વો મેળવવામા રા ખતા નથી બૌધધર્મના ૪૮ કરોડ અનુયાયીઓ, અને આ પણા પરમ જૈનધર્મના ફક્ત ૧૪ લાખ માણસો એ અફશો સની વાત છે ભુખ્યા બ્રાહ્મણને જેવો ઘેબર મળતા આન દ થાય તેવો આન દ તમારે તત્વજ્ઞાન સ બ ધમા ગણવો જોઈએ

આપણામા હાલ ખરા અભ્યાસકો નથી તેવા અભ્યાસકો ઉત્પન્ન કરવાનુ કામ એક બેથી થાય નહિ સપથી વિશેષ કાર્ય થઇ શકે, આ હીલચાલ મુનિની મહત્ત્વતા માટે નથી સ્વાર્થી વિચારથી આ મડળનો મેળાવડો નથી આ મડળ ૧૪ લાખ જૈનનુ છે સર્વ તેના સભાસદો છે, આ પથ નથી. જૈનોમા જાગૃતી લાવવા માટે અને આત્મજ્ઞાનના પુસ્તકો તરફ જૈનપ્રજાની રૂચિ કરાવવાનો આ મંડળનો ઉદ્દેશ છે જો તમને વાળવાના હોય તો મોક્ષનગરભણી વાળવાના છે જો તમારે મોટાઈ જોઇતી હોય તો જ્ઞાનદર્શન ચારિત્રની મોટાઇ પ્રાપ્ત કરો સેન્ડો અને રામમૂર્તિ ૯૦ મણના પત્થર ઉપાડે છે પુરૂષાર્થીને કશુ અસાધ્ય નથી એકદમ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત ન કરીએ એ સ્વાભાવિક છે, પણ તે સારૂ ઉદ્યમ તો જરૂર કરવો જોઇએ આત્મધ્યાનથી મેરૂપર્વત પણ હાલી શકે એ સર્વ લબ્ધિઓ તમને ચમત્કારી લાગેછે? ના, તેમ નથી તે શક્તિઓ સર્વમા તિરોહિત રહેલી છે, તેને પ્રકટ કરવી એ દરેકનુ કર્તવ્ય છે એક ભવમા તે સપૂર્ણ પ્રાપ્ત ન થાય તો ફીકર નહિ જરાપણ હિમ્મત હારશો નહિ થોડા સમયપર થઇ ગયેલા આત્મતત્વજ્ઞાનીઓ ચિદાનદજી, યશોવિજયજી બનારસીદાસ વગેરેમા કેટલુ બધુ સામર્થ્ય હતુ? તો પછી પૂર્વના આચાર્યોમા તેથી પણ વિશેષ સામર્થ્ય હોય તો તે અસભવિત નથી. આ રીતે શ્રી તીર્થકરોમા અદ્ભુતશક્તિઓ પ્રાદુર્ભૂત થયેલી જણાય તો તે સ્વાભાવિક છે પ્રયત્ને સર્વ બાબતો સિદ્ધ થઇ શકે છે ક્ષયોપક્ષમ શકિત વધારતા ઉચ્ચસ્થિતિ પ્રાપ્ત થતી જાય છે ફોનોગ્રાફ, ઇન્જીન, તાર વગેરે આપણને વરાળ, વિજળી વગેરે શકિતઓનુ ભાન કરાવે છે આટલી સામાન્ય શક્તિઓ આવુ કામ કરી શકે તો આત્માની ખીલવેલી શક્તિઓથી શુ ના થઇ શકે? માટે તે શકિતઓ નિરતર આત્મસ્થિતાર્થે વાપરવી જોઇએ, એજ કહેવાનો હેતુ છે

# મુનિશ્રી બુદ્ધિસાગરજીનું વ્યાખ્યાન.

( રવિવાર પ્રાત:કાળ )

अज्ञानतिमिरांधानां ज्ञानांजन शलाकया ॥
चक्षुरुन्मीलित येन तस्मै श्रीगुरवे नमः ॥ १ ॥

આ જગતની અંદર દેખવામાં આવતા અનેક પદાર્થોમાં બાહ્ય દૃષ્ટિથી જીવ સુખ માને છે, પણ તેમાં તેને શાંતિ પ્રાપ્ત થતી નથી પરમ જ્ઞાનવિના શાંતિ મળે નહિ જ્ઞાનના બે પ્રકાર છે પરમાર્થજ્ઞાન અને વ્યવહારજ્ઞાન જગતના હુન્નરો, સાયન્સે કરેલી શોધો, વિદ્યા, બુદ્ધિવિષયક જ્ઞાન તે સર્વનો વ્યવહારજ્ઞાનમાં સમાવેશ થાય છે કેવળ જ્ઞાનની દૃષ્ટિથી જે પદાર્થો જોવાય તે સબંધી જ્ઞાન પ્રાપ્ત કરવું તે પરમાર્થજ્ઞાન કહેવાય છે પણ આની બાબતોનું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણવડે થઈ શકે નહિ આત્મજ્ઞાન અંતરના વિકારો નાશ કરવા સારૂ બહુ જરૂરનું છે જેમ બાહ્યરોગો ટાળવાને ઔષધાદિની જરૂર છે, તેમ અંતરના રોગોનું ઉપશમન કરવા માટે અંતરનાન દર્શન અને ચારિત્રરૂપ ઔષધની આવશ્યક્તા છે જ્ઞાની અને અજ્ઞાનીમાં કેટલું અંતર છે તે કેટલા થોડા સમજે છે? બન્નેને બાહ્યરોગ થાય, પણ જ્ઞાની તે સમભાવથી ભોગવી લે છે, ત્યારે અજ્ઞાની તે ભોગવતા ભોગવતા નવા કર્મ ઉપાર્જન કરે છે બાહ્યજ્ઞાની અને અંતરજ્ઞાનીમાં બહુ મોટો ભેદ છે તે ઉપર એક ઘુવડનુંજ ટુંક દૃષ્ટાન્ત વિચાર કરવા લાયક છે ઘુવડ હમેશા રાત્રિએજ જુએછે, દિવસમાં સૂર્યના પ્રકાશમાં તેનાં ચક્ષુ સર્વદા મિચાયેલી રહે છે જે હંસ પુરૂષો છે, મોતીનો ચારો ચરનારા છે તેની સોબત ઘુવડને ગમતી નથી પણ હંસ પુરૂષોએ દયા લાવી તે ઘુવડને પોતાનું એક મોતી ખવરાવ્યું, તેથી તેને અંતરમાં [illegible] તેની [illegible] જ્ઞાનચક્ષુ જરા ઉઘડી, અને સૂર્ય[illegible]

દરદ માડયો તે વખતનો તેનો આનંદ કેટલો હશે તે અનુમેય છે ધ્રુવક જ્યારે પોતાના માબાપને મળવા ગયો, ત્યારે તેના પિતા અને માતાએ તેને ગાંડો ગણી કાઢયો, તેને વિભ્રમ થયું થયું છે એમ જણાવ્યું કહ્યું છે કે

મૂક બાળને દિવ્ય દૃષ્ટિ થઈ, દિવાકર દેખાય,
કુટુંબ આગળ સત્ય કહે, પણ ગાડું તેહ ગણાય

તેમ હંસરૂપ જ્ઞાની પુરૂષોને જે અનુભવ થાય, તેને પ્રાકૃતજન હસી કાઢે છે તેમને આત્માની શકિતમા વિશ્વાસ નથી બાહ્યદૃષ્ટિવાળો આત્મિક ઉન્નતિની બાબતો શી રીતે દેખી શકે, અને દેખે નહિ તો માને પણ શી રીતે! આ રીતે અજ્ઞાનમા માણસો ગોથા ખાય છે આત્મા છે, તે અસંખ્યાત પ્રદેશી છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ જીવના લક્ષણ છે આ સર્વ બાબતો નવ તત્વમા આવી જાય છે, પણ બાહ્યપદાર્થોમાજ પરમ આનંદ માનનારા જીવો તે જોઇ કે અનુભવી શકતા નથી તે બાબતનો અભ્યાસજ ન કરે તો પછી જોવાની કે અનુભવવાની તો વાતજ કયા રહી? ગુણ અને ગુણીનો નિત્ય સંબંધ છે. માટે જે જ્ઞાન દર્શન ચારિત્ર આદિ ગુણો મળે છે તે આત્માની રિદ્ધિઓ છે, અને સર્વ કાળને વાસ્તે આપણને ઉપયોગી થશે માણસને જ્યા સુધી આત્મામા શ્રદ્ધા નથી, પુનર્જન્મને માનતો નથી, અને કર્મના નિયમમા પ્રતીતિ નથી, ત્યા સુધી માણસના આચરણ ઉત્તમ પ્રકારના થવા અસંભવિત લાગે છે આત્મા જ્ઞાનઘન છે "આત્માને શોધો શોધો" એમ વીર ભગવાન્ સૂયડાગજીમા કહે છે, ચિલાતીપુત્ર શેઠની પુત્રીનું શિર કાપીનાખ્યું હતું, પણ ઉપશમ, સંવર અને વિવેક આ ત્રણ શબ્દનું જ્ઞાની ગુરૂ પાસેથી શ્રવણ થતા, તે ઉપર મનન કરતા, તદનુસાર મનના પરિણામ થતા તે કેવળ જ્ઞાન પામ્યો [illegible] અને દ્વેષને ઉપશમાવવાથી તેને વૈરાગ્ય થયો એટલે

સવરની પ્રાપ્તિ થઇ, અને જડ વસ્તુ અને આત્મા વચ્ચે-નો ભેદ જણાતા જડ ઉપરથી ભાવ ઉઠી ગયો અને કેવળ જ્ઞાન તેને પ્રાપ્ત થયુ તમે પણ આ રીતે તેવુ પદ પામી શકો, પણ જ્ઞાનનો અભાવ છે ગુરૂવચન ઉપર તમને વિશ્વાસ નથી, કોઇએ કરેલા ઉપકારનુ તમને સ્મરણ રહેતુ નથી વીર પ્રભુએ કર્મમલને ખપાવવા બાર વર્ષ તપ આ દર્યું યોગની આઠ સ્થિતિપર ચઢવાનુ એકદમ બની શકે નહિ તે બનવા જોગ છે, પણ સતત પ્રયાસ અને અભ્યાસથી તમે પણ કાર્યસિદ્ધિ કરી શકશો ગુણાનુરાગ કરવો જોઇએ, અને જાતિલિંગ કે વય ઉપર આધાર ન રાખતા ગુણી પુરૂષોનુ બહુમાન કરવુ જોઇએ આત્મા જાતિરહિત છે 'અલ્પજ્ઞાન ને અતિહાન' વનરાજ ચાવડામા જે દેડકાનુ દ્દષ્ટાન્ત આપ્યુ છે, તે ગમે તેવા આશયથી આપવામા આવ્યુ હોય, પણ તેમાથી એ બોધ લેવો જોઇએ કે જીવદયાનો કદાપિ ઉંધો અર્થ કરવો નહિ આશય સમજી કાર્ય કરવુ જોઇએ જે માણસો બીકણ છે, પોતાના આત્મામા જેમને વિશ્વાસ નથી, તેઓ કાંઇ પણ કરી શકવાના નથી જો શ્રીમદ હેમચદ્રાચાર્યે કુમારપાળને પ્રતિબોધ આપી જૈનમાર્ગમા ન વાળ્યો હોત તો તેમણે કરેલા કાર્યો કદાપિ તે કરી શકત નહિ ધર્મને માટે કાર્ય કરવા એ ઉપાધિ નથી પણ ગુરૂગમવિના જ્ઞાન નહિ માટે આથી વિરૂદ્ધ વિચાર જણાવવામા આવે તો તેમા બિચારા પ્રાણીઓનો દોષ નથી તેઓનુ અજ્ઞાન ક્ષમાપાત્ર છે હજારો માણસોને જ્ઞાનીઓ જૈન ધર્મ તરફ વાળી શકે, પણ હાલમા જૈનધર્મના અભ્યાસીઓની બહુ ખામી છે જ્યા સુધી તમને તે ધર્મના સિદ્ધાતોની બહુ મૂલ્યતા સમજવામા આવી નથી ત્યા સુધી શુ કહી શકો ! માટે નિરતર અભ્યાસ કરો, અને પછી તદનુસાર વર્તન રાખો જાણકાર માણસો જો બોધ આપે તો બીજાની તેના તરફ રૂચિ થયા વિના રહેજ નહિ માટે

પ્રાપ્ત કર્યો, તે તે આનંદનો લાભ બીજાને કેમ નહિ આપે ? ક્ષણિક નિધાનને દેખાડનારો ઉપકાર જીવ માને છે, તો આત્મરૂદ્ધિ દેખાડનારાનો તો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે

આત્મરિદ્ધિ અખૂટ છે, અપરિમિત છે તેવા આત્મ રિદ્ધિ દેખાડનારને અનંતિવાર નમસ્કાર હો! દરેક આત્માને તે લાભ આપવાનો છે તે આનંદ ખુટી જાય તેમ નથી, આપવાથી વૃદ્ધિ પામે છે જ્ઞાની ગુરૂઓએ તેનો જનકલ્યાણ સારૂ પ્રકાશ કરવાનો છે અપેક્ષાએ બોલાયેલા સઘળા વાક્યોમા ધર્મ છે એક બાળકને નવ યૌવનાનો વિષય નીરસ લાગે, પણ તેની પુતળી તેને પ્રિય લાગે, તેજ રીતે બાહ્યદૃષ્ટિ જીવોને આત્મિક વિષય નીરસ ભાસે છે જે ખરો આત્મપ્રેમી છે, તેને તેવા સાધનો મળી આવે છે નિષ્કામ આત્મપ્રેમ જગાડવો જોઇએ ધર્મના તત્વો જનમનરંજન સારૂ નથી, પણ આત્મિક શાંતિ પ્રાપ્ત કરવા સારૂ છે તેથી સમ્યકત્વ પ્રાપ્ત થાય છે નયનિક્ષેપા પૂર્વક મેળવેલ સદ્જ્ઞાન વધારે લાભકારી થાય છે જો આપણે યથાર્થ ધર્મ સમજતા હોઇએ તો દાણુચોરી કરીએ નહિ, જુઠુ બોલીએ નહિ, પ્રપંચ સેવીએ નહિ, જુઠી વકીલાત કરીએ નહિ તમારૂ વર્તન એવા પ્રકારનુ રાખવુ કે જેથી બીજા તમારા દૃષ્ટાન્ત અનુસાર પોતાનુ વર્તન ઉચ્ચ પ્રકારનુ રાખવાને દોરાય દરેક કામ દૃઢ સંકલ્પથી-વિચારબળથી થઇ શકે છે તમે પણ આત્મજ્ઞાન મેળવી શકો સર્વ જૈન બનાવી શકાય જે સમ્યગ જ્ઞાન સમજે અને તે પ્રમાણે વર્તે તે સમકિતી થઇ શકે સિદ્ધાચળના સંઘ કાઢનાર કરતા પણ કોઇ માનવ બંધુને સદ્ધર્મની પ્રતીતિ કરાવનાર વિશેષ કલ્યાણનો ભોકતા બને છે આ વચન ભાવ દયામય સમકિત ધર્મની પ્રાપ્તિને ઉદેશી સમજવુ જ્ઞાનીઓનો ઉપકાર અનંત છે જેમ નદીમા ચંદ્રનુ બિંબ પડેલુ હોય, તેને ભ્રાન્તિથી કોઇ

રૂપ માને, અને તે મેળવવાને ગાંડો થાય, તેમ આપણે પણ આપણી પાસે રહેલી આત્મરિદ્ધિ ખોળવાને બાહ્ય વિષયોમા ભુલા ભમીએ છીએ મનુષ્યભવાદિ ઉચ્ચ સામગ્રી એ પૂર્વના પુણ્યથી મળી છે, તો પછી શા સારૂ તમે વિશેષ પ્રયાસ કરતા નથી! આત્માને શોધવો જોઇએ આ કામ કરવાનુ કાઇ સ્વાર્થ કે પૂજાવાની બુદ્ધિથી નથી, પણ સ્વપરોપકાર માટે છે ખરો જ્ઞાની હમેશા નિષ્કામી હોય છે આ સર્વ જ્ઞાન વીરપ્રભુનુ છે આપણે તો ફક્ત તે દેખાડવાનુ કામ છે તે કામ જો કોઈ રીતે થાય તો તેમા સતોષ માનવો જોઈએ

## મુનિશ્રી બુદ્ધિસાગરજીનુ વ્યાખ્યાન.

(રવિવાર બપોર પછીનુ)

अज्ञानतिमिरान्धानाम् ज्ञानाजनशलाकया ।
नेत्रमुन्मीलित येन तस्मै श्री गुरवे नम ॥

આત્માના જૈનશાસ્ત્ર ત્રણ વિભાગ પાડે છે બહિરાત્મા, અતરાત્મા અને પરમાત્મા બાહ્યવિષયોમા આત્માની પ્રતીતિ કરવી તેજ મિથ્યાત્વ છે વર્ણ, ગધ, રસ અને સ્પર્શના પરમાણુઓના સ્કધોનુ બનેલુ શરીર તેને આત્મા માનવુ એજ ભુલ છે હુ અને મારૂ એ મોહરાજાનો પ્રબલ મત્ર છે જે માણસ આત્માને પુદ્ગલથી ભિન્ન માને તે પુદ્ગલમા કદી રાચે નહિ જ્યા સુધી આત્માનુ અસ્તિત્વ અને નિત્યત્વ માણસે કબુલ કર્યું નથી, ત્યાં સુધી તે ગભરાયા કરે છે પાશ્ચાત્ય દેશોમા હજુ જડવાદ પ્રસરેલો છે. વીર ભગવાને પોતાના કેવલજ્ઞાનવડે અનેક જનના પૂર્વભવ કહ્યા હતા માટે પુનર્જન્મ છે આત્મા નિત્ય છે, અમર છે, તે કદાપિ મરતો નથી આ સબધમા ષટ્સ્થાનકનુ જ્ઞાન પ્રાપ્ત કરવું જરૂરનુ છે માટે હવે આપણે તે

રીશુ કારણ કે તેના જ્ઞાનથી બહિરાત્મભાવનો ત્યાગ થાય છે, અને અતરાત્મસ્વરૂપ જાણુવામા આવે છે તે ષદ્ સ્થાનક નીચે પ્રમાણે છે આત્મા છે, તે નિત્ય છે, કર્મનો કર્તા છે, કર્મનો ભોક્તા છે, મોક્ષ છે, અને મોક્ષના ઉપાયો છે આત્મા ત્રણે કાળમા નિત્ય છે, શાશ્વત છે, અમર છે, એથી શુ સિદ્ધ થાય છે ! તે પ્રાપ્ત કરવા, તેનુ સ્વરૂપ જાણુવા કરેલો આપણો પ્રયત્ન અતે સિદ્ધ થયા વિના રહેશે નહિ આથી આત્માને ક્ષણિક માનનારાના મતનો પરિહાર થાય છે દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ આત્મા નિત્ય છે, અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ આત્મા અનિત્ય છે માટે આત્મા વસ્તુત નિત્યાનિત્ય છે એકાત નિત્ય માનવાથી કર્મ લાગી શકે નહિ, એકાત અનિત્ય માનવાથી એક કાળમા કોઇએ કરેલા કાર્યનુ ફળ બીજાને ભોગવવાનો પ્રસગ આવે, તે પણુ ખોટુ માટે નિત્યાનિત્ય માનવો એજ શ્રેયકારી છે આત્મા પુણ્ય પાપનો કર્તા છે કર્મના ચાર વિભાગ જૈનો માને છે સત્તા, બધ, ઉદય અને ઉદીરણા એ સબધમા વિશેષ વિવેચન કરવાનો આ સમય નથી આત્મા પોતેજ કર્મનો કર્ત્તા અને પોતેજ કર્મનો ભોક્તા છે. અને કર્મથી જીવ મુક્ત થઇ શકે છે, અને મુક્ત થવાના માર્ગ છે ભેદ જ્ઞાનની પ્રાપ્તિ એજ ઉત્તમ ઉપાય છે તે ભેદ જ્ઞાનનેજ વિવેક કહેવામા આવે છે ભેદ જ્ઞાનવાળોજ યોગ કરી શકે છે, મનને અતર્મુખ વાળી શકે છે, અને સસારમા વસવા છતા અતરાત્મવૃત્તિ રાખી શકે છે વિવેક થતા નવા કર્મ બધાતા નથી પ્રારબ્ધકર્મથી રચાયેલા શરીરદ્વારા શાતાશાતા વેદનીય તે ભોગવી લેછે, છતા તે સુખદુ ખમા નહિ લેપાતા સાક્ષીભૂત રહે છે

દેવ, ગુરૂ અને ધર્મની શ્રદ્ધા થવી તે વ્યવહાર સમકીત, અને આત્માની શ્રદ્ધા થવી તે નિશ્ચય સમકીત જાણુવુ આત્માની પરિણુતીએ ચૌદ વિભાગ પાડવામા આવે

લા છે, તેને ધર્મશાસ્ત્રો ચૌદ ગુણસ્થાનકના નામથી ઓળખે છે ચોથા ગુણસ્થાનકે આવ્યા પછી તે ફરીથી લેપાતો નથી ज्ञानस्य फलं विरतिः જ્ઞાનથી તે સંસાર પદાર્થની અનિત્યતા સમજી તે ઉપર વૈરાગ્ય ધારણ કરે છે આ રીતે ઉત્તરોત્તર ચઢતા ચઢતા તેરમે ગુણ સ્થાનકે તે આવી પહોચે છે, ત્યારે તે પરમાત્મા કહેવાય છે, ત્યા અંતરાત્મ ભાવ પણ ટળી જાય છે તે જગતના પદાર્થોનો બીજાને બોધ આપી શકે છે અંતરાત્મા કારણ, અને પરમાત્મા સાધ્ય અથવા કાર્ય છે બહિરાત્મભાવ હેય ત્યાગ કરવા યોગ્ય છે મ્યાન અને તરવાર, વસ્ત્ર અને શરીર તેમ શરીર અને આત્માનો સંબંધ છે જેમ જેમ માણસ અનુભવ લેતો જાય છે, તેમ તેમ શરીર ઉપરનો તેનો રાગ ઓછો થતો જાય છે, અને તેનુ મન પરમાત્મા તરફ વળે છે તે પરમાત્માની ભક્તિ કરવા દોડે છે. પરમાત્માની ભક્તિ કરવાનો ઉદ્દેશ સુખ પ્રાપ્ત કરવાનો છે. સર્વ પ્રવૃત્તિઓ આ જગતમા સુખ માટેજ થાય છે સામાન્યજનની સેવાથી પણ સુખ મળે છે, તો ત્રણ ભુવનના નાથની પરમભક્તિથી અત્યંત સુખ-આનંદ પ્રાપ્ત થાય તેમા આશ્ચર્ય શુ ? તે ભક્તિના પગથીયા પરોપકાર, રાગદ્વેષ ત્યાગ, ભ્રાતૃભાવ, શુભ ધ્યાન વગેરે છે સદાચાર એ મુખ્ય માર્ગ છે દાન, શિયળ, ચોરી ત્યાગ, પરસ્ત્રી ત્યાગ એ સર્વ વિવિધ રસ્તાઓ છે આત્મા સત્તાએ પરમાત્મરૂપ છે તેને લાગેલો મેલ ધોઇ નાખવો જોઇએ એટલે તે સુવર્ણ કે મણિની પેઠે પ્રકાશી નીકળશે તે મેલ રાગદ્વેષ, ક્રોધ, માન, માયા અને લોભનો લાગેલો છે જ્યા સુધી તે મેલ દૂર થયો નથી, ત્યા સુધી પરમાત્મદર્શન કદાપિ થાય નહિ

આત્માને દેખવાને અંતર્દૃષ્ટિની જરૂર છે જે મનુષ્યો વિશ્વાસઘાતી છે પરોપકારી નથી, તેઓ કદાપિ તેવી

સ્થિતિ પ્રાપ્ત કરી શકશે નહિ વિકથાનો ત્યાગ કરવો જોઇએ ગુણી મનુષ્યો અને ગુણાનુરાગી પુરૂષોજ ઉચ્ચ પદ પ્રાપ્ત કરે છે જ્યા સુધી હૃદયમા ક્રોધ, માન, માયા અને લોભરૂપ ખરાબ વસ્તુઓ પડેલી છે ત્યા સુધી તે મંદિરમા આત્મપ્રભુની જ્યોતિ શી રીતે પ્રકટ થાય ! આટો ફાકવો અને ભસવુ એમ બે કામ સાથે થઇ શકે નહિ શ્રેયમાર્ગ અને પ્રેયમાર્ગ સાથે સધાય નહિ બીજાના ધર્મની નિન્દા કરનારા કદાપિ ઉંચે ચઢી શકતા નથી

આપણા ધર્મના ઉચ્ચ સિદ્ધાતો જો બીજાના હૃદયમા ઠસાવવા હોય તો ભ્રાતૃભાવથીજ થઇ શકે સારૂ બતાવો એટલે નરસાનો સ્વયમેવ ત્યાગ કરશે, પણ નરસાની નિન્દા કરવાથી કદાપિ ઇષ્ટસિદ્ધિ થવાની નથી

"ધર્મ ધર્મ કરતો જગ સૌ ફરે, ધર્મ કોઈ ન જાણેરે જગ"

ધર્મ તમારી પાસે છે સત્ય બોલો, દયા પાળો, પૈસાને સારૂ અનીતિ કરવી તે અધર્મ છે અપશબ્દ ન બોલવો તે પણ ધર્મ છે પ્રેમ પ્રકટાવવો, અને જગતનું કલ્યાણ વિચારવુ તે પણ ધર્મ છે જ્ઞાન દર્શન ચરિત્ર ધર્મ નિશ્ચયથી આત્મામા રહેલો છે તે અંતરમા છે બ્હાર કયા ખોળો છો ? દરરોજ ગુરૂ પાસે જાઓ દેવદર્શન કરો, સર્વ ઉપર પ્રેમભાવ રાખો, આ બધા સાધનોવડે સાધ્યની સિદ્ધિ કરજો અને આત્માને પરમાત્મા બનાવજો સર્વ મુક્તિ પામે એવી ભાવના રાખવી ભેદ બાહ્યના છે આત્મામા ભેદ નથી સર્વના જીવ સ્વરૂપે સમાન છે અમુક ઢોંગી છે, અમુક પાખંડી છે, એમ કહેવુ તે મિથ્યા છે જ્યા ગુણ જણાય ત્યા આત્મબુદ્ધિ રાખવી જોઇએ બાહ્ય સાધનોની પણ જરૂર છે વ્યવહારને છોડવો નહિ, પણ વ્યવહારને નિશ્ચય બિન્દુ તરફ દોરવવો શુષ્ક જ્ઞાની ન થવુ જ્ઞાન પ્રમાણે આચરણ રાખવામાજ જ્ઞાનની ઉત્તમતા છે જ્યા સુધી સિદ્ધ અવસ્થા પ્રાપ્ત નથી થઈ ત્યા સુધી સાધનોનો ત્યાગ

કરવો અનુચિત છે નિશ્ચય અને વ્યવહાર બન્ને ધર્મ આ દરણીય છે જેમ વર વગર જાન નકામી છે, તેમ સાધ્ય વિનાના સાધન નિરર્થક છે શુભ સાધનથી પણ લાભ છે, છતા સાધ્યને મેળવવાને વપરાયેલા સાધનની અપેક્ષાએ ઓછો છે તે ભુલવુ જોઇતુ નથી યશોવિજયજી ઉપાધ્યાયે કહ્યુ છે કે,

નિશ્ચય દૃષ્ટિ હૃદયે ધરીજી, પાળે શુદ્ધ વ્યવહાર,
પુણ્યવત તે પામશેજી, ભવસમુદ્રનો પાર

માટે આત્મબિન્દુ લક્ષમા રાખી સાધનોનો આશ્રય કરવો એજ હિતકારી માર્ગ છે

---

## મુનિશ્રી બુધ્ધિસાગરજીનુ વ્યાખ્યાન.

સારાશ વચનો કેટલાક લખાયા છે.

( સોમવાર પ્રાત કાળ )

अज्ञानतिमिरांधाना ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलित येन तस्मै श्री गुरवे नमः ॥

સદ્ગુરૂ નિરત સ્વાર્થ રહિતહોય છે, અને મનુષ્ય માત્રને ઉચ્ચ સ્થિતિએ લાવવા તેઓ અહર્નિશ અનેક પ્રકારના પ્રયાસ કર્યા કરે છે બીજાના અજ્ઞાનરૂપ પડળ દૂર કરવા, એજ પોતાનો ધર્મ સમજે છે, અને બીજાને ઉપકાર કરવામા ગ્રહણ કરવી પડતી ઉપાધિ તે ઉપાધિ નહિ પણ ધર્મ છે શ્રી વીરપ્રભુ ચડકોશિયા નાગને તારવાને જગલમા ગયા હતા, અને મૌન વ્રતધારી છતા ઉપકાર નિમિત્તે 'બુધ્યસ્વ બુધ્યસ્વ' એમ બોધ આપ્યો હતો સદ્ગુરૂએ હમેશા ધૈર્ય રાખવુ જોઇએ, અને સકટ વેઠવાની તથા લોક ગમે તેમ અપલાપ કરે છતા પોતાના નિશ્ચયને વળગી રહેવાની હીમત જોઇએ છે જેનામા તે હોય તેજ પોતાનો સ્તુત્ય ઉદ્દેશ સિદ્ધ કરી શકે છે હાલના

સમયમા તીર્થંકર હોયતો જન સમાજપર કેટલો બધો ઉપકાર થાય, પણ તેવા મહાત્માઓના વિરહે સાધુઓ એજ શરણભૂત છે યોગ્ય માણસોને ઉપદેશ આપી સન્માર્ગે વાળવા એ સાધુ પુરૂષોનુ ઉત્તમ કર્તવ્ય છે કેટલાક અ લ્પજ્ઞ લોકો એમ જણાવે છે કે ઉપદેશ આપવાનો પણ પ્રયાસ કરીએ તો તે પરભાવમા પેસવા સમાન છે, માટે મોક્ષાભિલાષીઓએ ઉપદેશ સરખો પણ આપવો નહિ, કેવળ સ્વસ્વભાવમા રમણતા કરવી એકાત આમ કહેવુ તે મિથ્યા છે કારણ કે જે લોકો ઉપદેશ આપતા નથી, તેઓને તીર્થોચ્છેદક ગણવામા આવે છે, એમ જૈનશાસ્ત્ર પ્રરૂપે છે વળી કહ્યુ છે કે જે લોકો ઉપદેશ આપી શકે તેવા હોય તેઓએ મૌનપણુ ગ્રહણ કરવુ નહિ જે લોકો અતરથી ન્યારા રહી શકે, અને સાધ્ય ન ભુલે, તેઓ પ્રવૃત્તિ કરવા છતા પણ કર્મથી લેપાતા નથી ગુરૂ, દેવ વગેરે અવલ મ્બનના કારણો છે, જો તેનો ઉચ્છેદ કરવામા આવે તો તીર્થનો ઉચ્છેદ થાય, અને તીર્થનો ઉચ્છે૦ કરનાર મહાપાતકી ગણાય, હાલના સમયમા ઉપકાર કરનાર ગુરૂઓ અને ધર્મ શાસ્રો છે સાધ્ય નિરપેક્ષ પ્રવૃત્તિ તેજ અધર્મ છે, સ ઘના રક્ષણાર્થે કાલિકાચાર્યે ગર્દભિલ રાજાની સાથે યુદ્ધ કર્યું હતુ માટે અપેક્ષા સમજી ધર્મસૂત્રોનો અર્થ સમજવો તે ઉપર એક ટુકુ દૃષ્ટા ત છે એક વખત એક સાધુ એક સ્થળે જ ગલમા કાયોત્સર્ગધ્યાને રહ્યા હતા તેવામા ત્યા એક શ્રદ્ધાળુ પણ ભોળો માણસ ત્યા આવ્યો, તેને તે સાધુ ઉપર ટાઢ પડતી જોઇ તેમનુ રક્ષણ કરવાને ત્યા એક ઝુપડી બાધી તે ઝુપડી ઘાસવતી બાધી હતી તેવામા ત્યા એક બીજો કોઈ આવ્યો તે ધર્મમા બહુ ઉંડા ગયેલો હતો તેણે વિચાર્યું કે પચમહાવ્રતધારીને આ ઝુપડી કલ્પે નહિ, વળી તે ઘાસની બનેલી હોવાથી કદા ચ ઘાસ સળગી ઉઠે તો માહે તે સાધુ બળી જાય, એવા

ભયથી તેણે તે ઝુંપડી, સાધુને ઇજા ન આવે તેવી રીતે, પાડી નાખી જો વિચાર કરશો તો તમને જણાશે કે આ બન્ને આરાધક છે કારણકે બન્નેના ભાવ શુદ્ધ અને નિર્મળ હતા માટે સાધ્યની અપેક્ષા રાખી પ્રવૃત્તિ કરવી એ ઉત્તમ છે

મોહરૂપી સર્પનુ ઝેર ચઢતા આત્મસ્વરૂપનું ભાન ભુલી જવાય છે માટે તે ઝેરને ઉતારવાને સદ્ગુરૂના બોધરૂપ મત્રની જરૂર છે જો કે નિશ્ચય નયથી કોઇ કોઇનુ ઉપકારક નથી, પણ વ્યવહારમા ઉપકારક અને ઉપકૃત બન્ને રહેલા છે

જ્ઞાનીના સબધમા કહ્યુ છે કે

જગ જાણે ઉન્મત્ત, એ જાણે જગ અન્ધ,
જ્ઞાની યુ જગમે રહયો, યુ નહિ કોઇ સબધ.

આ બધા અપેક્ષિત વચનો છે

અબ તો હમ અમર ભયે નહિ મરેંગે,
વિસર ગયે દુવિધા તન મનકી, અબ હમ કયમ મરેંગે.

કેટલાકને આ વાકય અભિમાનપૂર્ણ અને ઉત્સૂત્ર જણાય, પણ જો તેનો બરાબર વિચાર કરીએ તો તે તેવુ નથી જ્યારે આત્મદશામા આનદઘનજી મહારાજ આવેલા ત્યારે તે તાનમા તે વાકય લખાયુ હશે એમ લાગે છે વળી આનદઘનજી મહારાજ એક સ્થળે લખે છે કે—

ગચ્છના ભેદ બહુ નયન નિહાળતા,
તત્ત્વની વાત કરતા ન લાજે,
ઉદરભરણાર્થે નિજ કાર્ય કરતા થકા,
મોહ નડીયા કલિકાળ રાજે

આ વાકયની સાથે ઉપદેશમાળામા ધર્મ[illegible] કહેલુ વાકય સરખાવો, તેઓ કહે છે એ "[illegible] ચ્છમા ન રહે તે જૈન આનાનો વિરાધક [illegible] ગુરૂના શરણે રહે તેનેજ જ્ઞાન મળે આ [illegible]

પરસ્પર અસંગત લાગશે પણ જરા વિચાર કરનારને તેમા રહેલો વિરોધ તે વિરોધાભાસ તુલ્ય જણાશે કારણ કે તેજ આનંદઘનજી મહારાજ નમિનાથસ્તવનમા ચુર્ણી નિર્યુક્તિ, ભાષ્ય, ટીકા, અનુભવ, પરંપરા અનુભવ આ સાત બાબતો માનવાનો બોધ આપે છે માટે અપેક્ષાએ જૈનધર્મના વચનો છે અલ્પજ્ઞાન તેજ અતિ હાનીનુ કારણ છે

હવે અધ્યાત્મ જ્ઞાન અને અધ્યાત્મ ચારિત્રમા શો ભેદ છે તે વિચારીએ

જ્ઞાન અને વિરતિમા ભેદ છે અધ્યાત્મજ્ઞાન અને અનુભવ જ્ઞાન એ જુદી વસ્તુઓ છે જ્યા સુધી જ્ઞાન પ્રમાણે વર્તન ન રાખવામા આવે ત્યા સુધી તે અધ્યાત્મ જ્ઞાન છે અનુભવની ખુમારીમા લખેલા વાક્યો અનુભવીઓજ સમજી શકે શુષ્કજ્ઞાની પણ અનુભવ વગરના પુરૂષોના સમજવામા તે આવતા નથી તેઓ ઘણીવાર અર્થનો અનર્થ કરે છે જેવી દૃષ્ટિ હોય તેવુ તેને ભાસે છે એક કીડી નાની છતા સૂક્ષ્મદર્શકની મદદથી જોનારને ભેંસ જેટલી મોટી લાગે છે

ગગનમંડળમા અધવચ કુવા માહી હે અમીકાવાસા,
સુગરા હોય સો ભરભર પીવે, નગુરા જાયે પ્યાસા

આ આનંદઘનજી મહારાજના પદનો અર્થ થોડાજ સમજતા હશે જેવુ બ્રહ્માંડ તેવુ પિંડ આ મનુષ્ય શરીર ચૌદ રાજલોકના આકારે છે તેની મધ્યભાગમા નાભિકમળ મંડળમા આઠ રૂચક પ્રદેશ છે, જે સિદ્ધ સમાન છે તેનુ ધ્યાન કરવુ તે ધ્યાન કરવાથી આત્મિક આનંદનો અનુભવ થશે આવી બાબત બતાવનાર જ્ઞાની ગુરૂઓ છે માટે જેને સદ્ગુરૂ માથે છે, તેવો માણસ તે અમૃતના પ્યાલા ભરી ભરીને પી શકે, પણ જે ગુરૂરહિત છે, તે તરસ્યો જાય છે બહિરાત્મદૃષ્ટિથી અધ્યાત્મજ્ઞાન વાળાના જ્ઞાનનુ પરિમાણ કરવું એ મોટી ભુલ છે જો નયના ભેદ બરાબર સમજવામા આવે તો જરા માત્ર પણ ભે

દ રહેજ નહિ આનંદઘનજી મહારાજ તરફ સર્વકોઈ માન દૃષ્ટિથી જુએ છે તેનું કારણ પણ એ છે કે તેઓ નય પૂર્વક બોલતા ને લખતા, માટે નયપૂર્વક જૈનધર્મના તત્ત્વોનો અભ્યાસ કરતા સર્વ બાબતો સમજાઇ જશે વિચારની આપ લે કરવાથી સત્યમાર્ગ સમજાય છે, આવા મેળાવડા તે કારણે વિશેષ ઉપયોગી છે છેવટમા એજ જણાવવાનું કે નયવાદનો અભ્યાસ કરવો અને તે સદ્ગુરૂ પાસે શિખવો (પરસ્પર વિચારોનો સબંધ જેવો વ્યાખ્યાન વખતે કહેવાયો હતો તેવો લખાયો નથી તેથી વાંચકવર્ગ ક્ષમા કરશે)

---

## મુનિશ્રી બુદ્ધિસાગરજીનો 'અધ્યાત્મતત્ત્વ' પર નિબંધ.

ॐ नमः सद्गुरुपरमेश्वराय.

श्लोक

प्रणम्य सद्गुरुदेवं सत्यतत्त्वावबोधकम्
अध्यात्मतत्त्वबोधार्थं प्रबन्धो रच्यते मया ॥१॥
आत्मतत्त्वंच विज्ञा ज्ञेय उपादेयं पुनः पुनः
कृत्स्नकर्मक्षयो मोक्षः प्राप्यते ध्यानिभि पर ॥२॥

શ્રી સત્ય નવતત્વાદિકના બોધક શ્રી પરમદયાથી ઉપકારક સદ્ગુરૂદેવને નમસ્કાર કરીને, અધ્યાત્મતત્વના બોધ માટે લેખકવડે પ્રબંધ રચાય છે

પંડિતપુરૂષે આત્મતત્ત્વ જાણવુ જોઇએ અને આત્મતત્વનો સ્વીકાર કરવો યોગ્ય છે આત્મતત્વને જાણી તેનુ ધ્યાન કરનારાઓવડે સર્વકર્મક્ષય લક્ષણ મોક્ષ પમાય છે

આત્મતત્વનો જ્ઞાતા પરમૈશ્વર્ય પ[illegible] [illegible] છે જગતમા અનેક પ્રકારના પદાર્થો છે, અને તેનું [illegible] કરવા જગતના જીવો સાધનોવડે પ્રયત્ન કરી રહ્યા છે [illegible] આત્મજ્ઞાન વિના તેમને ખરી શાંતિ મળતી નથી. [illegible]

જ્ઞાનથી સત્યાસત્યનુ સ્વરૂપ માલુમ પડે છે અનેક પ્રકારના સકટોમા પણ મનુષ્ય આત્મજ્ઞાનથી સમતા જાળવી શકે છે શ્રી વીરપ્રભુએ ઉપસર્ગોને વેઠી સમતા રાખી તે પણ આત્મજ્ઞાનનો પ્રતાપ છે આત્મજ્ઞાની બાહ્યમાયાની ઝગઝગ મા મુઝાતો નથી આત્મજ્ઞાની રાગદ્વેષને જીતવા કમર કસે છે–શ્રી વીરપ્રભુએ સમવસરણમા બેસીને ભવ્ય જીવોને તારવા માટે નવ તત્વોના વર્ણનમા પ્રથમ જીવતત્વનુ વર્ણન કર્યુ અને જીવતત્વનુ યથાર્થ સ્વરૂપ સમજવુ તેને આત્મજ્ઞાન કહે છે અધ્યાત્મજ્ઞાન કહો કે આત્મજ્ઞાન કહો ભાવાર્થ એકજ છે જ્યા સુધી પોતાને પોતે આત્મજ્ઞાન વિના ઓળખતો નથી ત્યા સુધી બહિરાત્મબુદ્ધિથી જડ વસ્તુમા ઇષ્ટાનિષ્ટબુદ્ધિની કલ્પના થાય છે પણ જ્યારે આત્મા પોતે પોતાનુ સ્વરૂપ ઓળખેછે અને જડથકી પોતાને ભિન્ન જાણે છે, ત્યારે બહિરાત્મભાવ ટળેછે અને સમ્યક્ આત્મ જ્ઞાન થવાથી અતરાત્મા કહેવાય છે જગત્મા અનાદિકાળથી જડ અને ચૈતન્ય વસ્તુ છે તેમા ચેતન પોતાના અજ્ઞાનથી રાગદ્વેષના યોગે ( પુદ્ગલ સ્કધરૂપ શુભાશુભ કર્મ ગ્રહણ કરે છે રાગદ્વેષની પરિણતિ અનાદિકાળની છે, આત્મા અનાદિકાળનો છે, તેથી રાગદ્વેષરૂપ અશુદ્ધપરિણતિ પણ અનાદિકાળની ઠરવાથી આઠ કર્મનુ ગ્રહણપણ અનાદિકાળથી થાય છે, નવતત્વમા જણાવ્યા પ્રમાણે જીવતત્વ કર્મરૂપ અજીવતત્વથી બધાયો છે તેથી છુટે ત્યારે મોક્ષ કહેવાય છે ૧ આત્મા છે ૨ આત્મા નિત્ય છે ૩ આત્મા કર્મનો કર્તા છે ૪ તેમજ આત્મા કર્મનો ભોક્તા છે તેમજ ૫ આત્માનો મોક્ષ છે ૬ અને મોક્ષના ઉપાય છે આ છ સ્થાનકનુ યથાર્થ ગુરુગમથી જ્ઞાન થાય તો સમ્યક્ત્વની પ્રાપ્તિ વા અન્તરાત્મપણ પ્રાપ્ત થાય છે આ ષટ્સ્થાનકનુ વિશેષ વર્ણન ન્યાયવિશારદ શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે ષટ્સ્થાનક ચોપાઈ તથા સમકિતના સડસઠ બોલની સજ્ઝાય વિગેરે

મા કર્યું છે આત્મા છે એમતો ખ્રીસ્તિ વિગેરે લોકો પણ સ્વીકારે છે પણ તેથી શ્રીવીર પ્રભુ કેવલજ્ઞાનથી કહે છે કે આત્મ નિત્ય છે, ત્રણે કાલમા છે 'આત્માનો' કદી નાશ થતો નથી આમાનુ નિત્યત્વ પ્રતિપાદન કરવાથી જે લોકો પુનર્જન્મ માનતા નથી તેમને આત્માનુ નિત્યપણુ માનવુ જોઇએ એમ સર્વજ્ઞાની ઉપદેશે છે આત્માનુ નિત્યત્વ માન્યાવિના પુણ્યપાપની સિદ્ધિ થતી નથી, તેમજ ધર્મ કરવાની વા ઇશ્વરની ભક્તિ કરવાની વાત સિદ્ધ થતી નથી જો આત્મા આ દેહ છોડીને બીજા દેહમા જાય છે, એમ માનવામા આવે તો પુણ્ય પાપ તથા ધર્મ કૃત્ય તથા ઈશ્વરની ભક્તિ વિગેરે કૃત્યોની સિદ્ધિ થાય યોગી લોકોએ તથા હાલના પશ્ચિમના કેટલાક શોધક વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે કે, આત્મા એક દેહમાથી શુભાશુભ કર્મનાયોગે બીજુ શરીર ધારણ કરી શુભાશુભ કર્મ ભોગવે છે વેદાંતમા પણ પ્રારબ્ધ કર્મ, સંચિત કર્મ, અને ક્રિયમાણ કર્મ આ ત્રણ પ્રકારના કર્મ પ્રતિપાદન કર્યા છે, પણ ત્રણ પ્રકારના કર્મની સાબીતી આત્માને નિત્ય માને તો કરી શકે છે શ્રીવીર પ્રભુ કહે છે કે, આત્માને નિત્ય જે લોકો નથી માનતા તે લોકોની ધર્મમા પ્રવૃત્તિ થઇ શકતી નથી નિત્ય આત્મા માનવામા આવે તોજ ધર્મમા પ્રવૃત્તિ થઈ શકે છે આ શરીરમા રહેલો આત્મા પચભૂતથી ઉત્પન્ન થએલો છે અને પચભૂતના આત્માનો પણ વિલય થાય છે એમ કેટલાક લોકો માને છે પણ એમ તેમનુ માનવુ યુક્તિ યુક્ત નથી પંચભૂતનો નાશ થતા આત્માનો નાશ થતો નથી આત્મા પચભૂતના સબધમા આવનાર આત્મામા ચૈતન્યશક્તિ રહેલી છે, એમ સર્વ વિદ્વાનો કબુલ કરે છે પશ્ચિમાત્ય દેશોમા પણ આત્માની પ્રેતયોનિમા સ્થિતિની સિદ્ધિ થવાથી જડવાદનો નાશ થયો છે અને થતો જાય છે અને શરીરમા

રહેલો આત્મા કર્મના યોગે પુનર્જન્મ કરે છે એમ સા બીતી થઈ ચુકી છે. હાલના વખતમા, મીસીસ એની બે સન્ટ એક અગ્રેજ વિદુષી છે તે પણ આત્માને નિત્ય માની પુનર્જન્મની વાત સિદ્ધ કરે છે કેટલાક મનુષ્યોને જાતિ સ્મરણ જ્ઞાન થાય છે અને તેથી તે પૂર્વ જન્મની વાત જાણી શકે છે ક્ષણીકવાદને અગીકાર કરે છે તે પણ બુદ્ધધર્મનો પ્રકાશક ગૌતમ બુદ્ધ પોતાના ભિક્ષુકોની આ ગળ કહે છે કે, મને આ શરીરે ખીલો વાગ્યો છે તેનુ કારણ કે મે ઘણુા ભવપૂર્વે એકનો પગ વિધ્યો હતો, આથી પણ સિદ્ધ થઈ ગયુ કે આત્મા નિત્ય છે, એમા કશો સદેહ નથી આત્માનુ નિત્યત્વ સિદ્ધ થતા અને તેની શ્રદ્ધા થતા મનુષ્યો પોતાના જન્મ સારા ખોટા શાથી થાય છે, તે ઉપર વિચાર દોડાવે છે એક રાજાના કુળમા જન્મે છે એક ભિક્ષુકના કુળમા જન્મે છે એક માતાના બે પુત્રો સાથે ઉત્પન્ન થએલામા પણ એક મૂર્ખ અને એક વિદ્વાન બને છે એક સુખી દેખાય છે, અને એક દુખી દેખાય છે, એક મનુષ્યનો અવતાર લે છે, એક આત્મા પશુનો અવતાર લે છે, એક આત્મા ઇચ્છિત પદાર્થોની અનાયાસે પ્રાપ્તિ કરે છે અને એકને ખાવા માટે અન્નપણ મળતુ નથી, આનુ બાહ્યકારણ કઇ પણ દેખાતુ નથી, ત્યારે અનુમાન જ્ઞાનથી વિચારતા પોતાનેજ માલુમ પડે છે કે એનુ કારણ કઇ અદૃષ્ટ છે અને તે અદૃષ્ટ કહો કે પુણ્ય પાપરૂપ કર્મ કહો, વા શુભાશુભ બાંધેલા પ્રારબ્ધ કહો વા તેને કિસ્મત કહો વા તેને શુભા શુભ પ્રકૃતિ કહો પણ પુણ્ય પાપ અવશ્ય માનવા પડે છે, જ્યારે આપણે અનુમાનથી પુણ્ય પાપતત્વની સિદ્ધિ કરીએ છીએ ત્યારે સર્વ પદાર્થના જ્ઞાની શ્રી સર્વજ્ઞ વીર પ્રભુ તો કહે છે કે-પુણ્ય અને પાપ તત્વ છે અને પુણ્યપાપનુ બહુ સૂક્ષ્મ વાણીથી જણાવે છે જ્યારે પર[illegible] [illegible] આ પ્રમાણે થઇ તો પ્રશ્ન ઉઠશે ?

કરવાના સવર તથા નિર્જરા વિગેરે ઉપાયો છે, વા જ્ઞાન અને ક્રિયા એ બેથી મુક્તિની પ્રાપ્તિ થાય છે જ્ઞાનક્રિયા ભ્યામ મોક્ષ ઇતિ તત્ત્વાર્થવચનાત મોક્ષ અને મોક્ષના ઉપાયો છે આત્મા કર્મથી બધાએલ છે, અનાદિકાળનો બધ છે છતા પણ કર્મબધનો નાશ થાય છે માટે સાધક ભવ્ય જીવોએ પુરૂષાર્થ કરવો જોઇએ ષટ્ સ્થાનકના ગભપે નવ તત્વનુ નામ માત્ર સ્વરૂપ જણાવ્યુ એ નવ તત્વનો સમાવેશ જીવ તથા અજીવતત્ત્વમા થાય છે ષડ્દ્રવ્યનો સમાવેશ પણ જીવ તથા અજીવતત્ત્વમા થાય છે અજીવ દ્રવ્યમા ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાલ એ પચદ્રવ્ય આવ્યા છે તેમા પુદ્ગલદ્રવ્ય એજ આત્માના ગુણોનુ આચ્છાદન કરે છે, પુદ્ગલદ્રવ્ય છે તે આત્મદ્રવ્યની સાથે ક્ષીરનીરની પેઠે પરિણમે છે બાકીના દ્રવ્ય છે તે આત્મદ્રવ્યની સાથે પરિણમતા નથી આત્મદ્રવ્યના ગુણ પર્યાયોનો વિઘાત કરનાર પુદ્ગલદ્રવ્ય છે, પુદ્ગલદ્રવ્યમા જાતે આવીને આત્માને લાગવાની શક્તિ નથી, પરતુ મિથ્યાત્વ અવિરતિકષાય અને યોગ એ હેતુઓના યોગે પુદ્ગલદ્રવ્યના સ્કધો આત્માના પ્રદેશોની સાથે ક્ષીર નીરની પેઠે પરિણમે છે ષડ્ દ્રવ્યમા ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યતા રહી છે તેનુ વિશેષ સ્વરૂપ અસ્મદીયકૃત ષડ્દ્રવ્યવિચાર તથા આત્મપ્રકાશ ગ્રથમા દેખાડયુ છે તેથી અત્ર વિશેષ વર્ણન કર્યું નથી તેનુ વળી વિશેષ સ્વરૂપ આગમસાર, નયચક્ર તથા ગુણ પર્યાયનો રાસ તથા સમ્મતિતર્ક-વિશેષાવશ્યક વિગેરે ગ્રથોમાથી જોઇ લેવુ ષડ્દ્રવ્ય દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્ય છે અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનિત્ય છે ષડ્દ્રવ્ય માથી ઉપાદેય એક આત્મદ્રવ્ય છે આત્મદ્રવ્ય તેજ પોતે હુ છુ આત્મા અનત છે તેના સિદ્ધ અને સસારી વિગેરે ઘણા ભેદો છે તેનુ વિશેષ સ્વરૂપ-જીવવિચાર તથા જીના

अध्यातम जे वस्तु विचारी, बीजा जाण लबार्सीरे,
वस्तुगतें जे वस्तु प्रकाशे, आनंदघन मति वासीरे
श्रीश्रेयांस ॥ ६ ॥

ઉપરના સ્તવનમા ખરો અધ્યાત્મજ્ઞાની અને અસત્ય અધ્યાત્મજ્ઞાનીનુ તથા તેની સાથે જે અધ્યાત્મજ્ઞાનરહીત સુખી સુખી એકાતે વાતો કરનારા છે તેમનુ યથાર્થ સ્વરૂપ શ્રીઆનદઘનજી મહારાજે જણાવ્યુ છે તેમજ શ્રીસુવિધિનાથના સ્તવનમા વ્યવહારધર્મ પણ શ્રાવકને અત્યત ઉપયોગી જણાવી વ્યવહારપૂજાનુ સ્વરૂપ દર્શાવ્યુ છે તેમજ–મુનિસુવ્રત સ્વામિના સ્તવનમા ષડ્દર્શનનુ ભિન્ન ભિન્ન સ્વરૂપ બતાવીને તથા એકાત તત્ત્વવાદમા ઉપજતા દોષો બતાવીને અધ્યાત્મતત્વની પુષ્ટિ કરી છે તથા શ્રીનમિનાથના સ્તવનમા નયોની અપેક્ષાએ ષડ્દર્શન પણ જિનદર્શનના અગ જણાવી માધ્યસ્થપણુ દશાવી વીતરાગવચનની સાપેક્ષતા સમજાવવા અતિપ્રયત્ન કર્યો છે તેમ શ્રીઅનતનાથના સ્તવનમા ગચ્છના ભેદોની તકરારોથી દૂર રહેવા વિચારો જણાવ્યા છે અને શુદ્ધવ્યવહારમા જિનાગમ અનુસારે પ્રયત્ન કરવો દર્શાવ્યો છે, પણ ગચ્છવાસનો ત્યાગ કરવો દર્શાવ્યો નથી ગચ્છ છે તે ખોટો છે એમ તેઓશ્રીએ દર્શાવ્યુ નથી પણ ગચ્છવાસનો ત્યાગ કરનો દર્શાવ્યો છે શ્રીઉપદેશમાલામા કહ્યુ છે કે–સાધુએ ગચ્છમા વસવુ ગચ્છનો ત્યાગ કરી એકાકી વિચરવાથી આત્મહિત નથી, એમ ધર્મદાસગણિ કહે છે તે વચનને શ્રીઆનદઘનજીએ માન આપી ગચ્છમમત્વનોજ ત્યાગ કરવાનુ દર્શાવી અધ્યાત્મરમણતા કરવી એ જ પરમચારિત્રસૂત્ર દશાવ્યુ છે–તેમજ એકાત અજ્ઞાનવ્યવહારમા ગુથાએલાથી કટાળો પામી શ્રીઅરનાથના સ્તવનમા આનદઘનજી કહે છે કે—

કામધેનુ, કામકુભ, કલ્પવલ્લિ, ચિંતામણિરત્ન સ્પર્શ મણિ, કલ્પવૃક્ષ વિગેરે જે સુખ આપે છે તે પૌદ્‌ગલિક ક્ષણિક સુખ આપે છે પણ આત્મિકસુખ આપી શકતા નથી અને અધ્યાત્મજ્ઞાન તો આત્મિક નિત્યસુખ આપી શકે છે—દેવતાઓ પણ ક્ષણિકસુખ આપી શકે છે પણ આત્મિક નિત્યસુખ આપી શકતા નથી અધ્યાત્મજ્ઞાન સકળકર્મને ક્ષય કરી નાખે છે માટે મનુષ્યજન્મ પામી દ્રવ્યાનુયોગદ્વારા અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ અધ્યાત્મજ્ઞાનના ચાર નિક્ષેપની અપેક્ષાએ ચાર ભેદ થાય છે તેનુ સ્વરૂપ શ્રીઆનંદઘનજી મહારાજ શ્રેયાંસજિનના સ્તવનમા વર્ણવે છે તે નીચે મુજબ—

### राग गोडी

श्रीश्रेयासजिन अतर्यामी, आतमरामी नामीरे,
अध्यातममत पूरण पामी, सहज मुगतिगति गामीरे
श्रीश्रेयास ॥ १ ॥

सयलससारी इद्रियरामी, मुनिगुण आतमरामीरे,
मुख्यपणे जे आतमरामी, ते केवल नि.कामीरे श्रीश्रेयास ॥२॥
निजस्वरूप जे किरिया साधे, तेह अ॰यातम लहियेरे,
जे किरियाकरी चउगति साधे, ते न अध्यातम कहियेरे
श्रीश्रेयांस ॥ ३ ॥

नाम अ॰यातम ठवण अ॰यातम, द्रव्य अ॰यातम छडोरे,
भाव अ॰यातम निजगुण साधे, तो तेहशु रढ मडोरे
श्रीश्रेयांस ॥ ४ ॥

शब्द अध्यातम अर्थ सुणीने, निर्विकल्प आदरजोरे,
शब्द अध्यातम भजना जाणी, हान ग्रहणमति धरजारे.
श्रीश्रेयास ॥ ५ ॥

ધનમા તથા શરીરમા મોહ પામતો નથી, આત્મજ્ઞાની પુરૂષ, પરમાત્મરૂપ પ્રતિબિબમા પોતાનુ રૂપ દેખી નિર્મલ કરે છે આત્મજ્ઞાની પોતાના અસખ્યાત પ્રદેશમા દૃષ્ટિ વાળી એવી સ્થિરતા ભોગવે છે કે તેનુ વર્ણન વાણીથી અગોચર છે, બાહ્યદશામા જીવ અનાદિકાળથી અહ અને મમત્વભાવથી ગચેમાચે છે, તેનુ કારણ બહિરાત્મભાવ છે જ્યાં સુધી આત્મજ્ઞાન પ્રાપ્ત થયુ નથી, ત્યા સુધી બહિરાત્મદશા વર્તે છે પણ જ્યારે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે સમકિત પામવાથી જીવ અતરાત્મા કહેવાય છે અન્તરાત્માને અધ્યાત્મજ્ઞાની કહેવામા કોઇ જાતનો બાધ આવતો નથી કારણ કે, પોતાના આત્માને જે સમ્યક્ જાણે છે તેજ અધ્યાત્મજ્ઞાની કહેવાય છે અધ્યાત્મજ્ઞાન થવાથી ક્રોધ માન માયા લોભના વેગો શમે છે આત્મજ્ઞાની પુદ્ગલ અને ચૈતન્યનો ભેદજ્ઞાનથી ભેદ પાડે છે અને તેથી તે જેકે સસારમા વર્તે છે તોપણુ જલમા જેમ કમળ ન્યારૂ વર્તે છે તેમ ન્યારો વર્તે છે જગત્મા પ્રકાશ કરતા સૂર્યના કરતા પણ આત્મજ્ઞાન વિશેષ-પ્રકાશ કરે છે આત્મજ્ઞાનનો પ્રકાશ અનત છે આત્મજ્ઞાનથી મિથ્યાકદાગ્રહો જલ્દી છુટી જાય છે અને આત્મા ચદ્રની પેઠે અન્ય જીવોને દયાથી શીતલ કરે છે ચારિત્રાભ્યાસમા વર્તતા આત્મજ્ઞાનીને ક્રોધાદિક કષાયો થાય છે તોપણ પોતાના સ્વરૂપનો ઉપયોગ આવતા ક્રોધાદિકને ત્વરિત ઉપશમાવે છે આત્મજ્ઞાની માયાના પ્રદેશની લીલાને ઝાઝવાના જલની પેઠે જૂઠ જાણી સત્ય સ્વરૂપમાજ મગ્ન રહે છે આત્મજ્ઞાનની શકિત સકલકર્માવરણને નાશ કરે છે કહ્યુ છે કે —

ज्ञानी श्वासोश्वासमा, करे कर्मनो खेह,
पूर्वकोडी वर्षा लगे, अज्ञाने रहे तेह

દ્રવ્યાનુ યોગ પૂર્વક આત્મજ્ઞાન મેળવે ત્યારે સાધુપાડુ લેખે થાય છે શ્રી આનદઘનજી મહારાજ કહેછે કે —

परमारथ पथ जे कहे, ते रजे एकततरे,
व्यवहारे लख जे रहे, तेहना भेद-अनतरे -धर्म ॥ ६ ॥
व्यवहारे लखे दोहिला, कांइ न आवे हाथरे,
शुद्धनय थापना सेवता, नवि रहे दुविधा साथरे धर्म ॥७॥

એ પ્રમાણે નિશ્ચયનય પ્રમાણે, તત્વજ્ઞાનને પ્રાપ્ત કરી વર્તનનો ઉપદેશ કરનાર શ્રીઆનદઘનજી મહારાજા નમિનાથના સ્તવનમા આગમપચાગીને માન્ય કરી સર્વ જીવોને ઉપદેશ આપે છે કે, પચાગી અનુસારે અધ્યાત્મજ્ઞાન તથા ચારિત્ર અગીકાર કરો પચાગીનો છેદ કરો નહી, એમ કહે છે

चूरणी भाष्य सूत्र निर्युक्ति, वृत्ति परपर अनुभवरे,
समय पुरुषना अग कह्या ए, जे छेदे ते दुरभव्यरे. पद ८

પૂર્વધરકૃત છૂટક પદની વ્યાખ્યા તે ચૂર્ણી, સૂત્રોક્તાર્થને ભાષ્ય કહે છે ગણધરાદિકૃત સૂત્રવચન માત્રને સૂત્ર કહે છે પૂર્વધારીકૃત વચનને નિર્યુક્તિ કહે છે વૃત્તિને ટીકા કહે છે પરપર અનુભવ તે ગુરૂસપ્રદાયથી યથાર્થ સ્મૃતિપૂર્વક જ્ઞાન, એમ એ સિદ્ધાતરૂપ પુરુષના છ અગ છે તે કલ્યાણકારી છે તે છ અગને જે પ્રાણી છેદે તે દૂર્લભ્ય જાણવો આ ઉપરથી સુજ્ઞ વિચાર કરશે કે, શ્રીઆનદઘનજી સૂત્રના અનુસારે ભવભયથી ડરીને અધ્યાત્મ તત્ત્વનું સેવન કરી અનત સુખ ભોગવનાર હતા પ્રસગોપાત અત્ર શ્રીઆનદઘનજીના વચનોની સમીક્ષા લેશમાત્ર કરી મૂળ અધ્યાત્મજ્ઞાનનુ વર્ણન કરૂ છુ અનેક પ્રકારની ઉપાધિયોમા પણ જો આત્મજ્ઞાન થયુ હોય, તો મનુષ્ય ચચલ દશાથી વિહ્વળ થતો નથી આત્મજ્ઞાનની શક્તિથી મનુષ્યો નવા કર્મ આવતા રોકી શકે છે આત્મજ્ઞાની આત્મશ્રદ્ધાથી પુદ્ગલસ્કંધોને એકરૂપ ગણે છે અને તેથી તે પુદ્ગલના બનેલા

તથા શ્રી ઉપાધ્યાયજી કહે છે કે—

જ્યાલગે આતમદ્રવ્યનુ, લક્ષણ નવી જાણ્યુ,
ત્યાલગે ગુણઠાણુ ભલુ, કેમ આવે તાણ્યુ
આતમતત્ત્વવિચારીએ.

કષ્ટ કરો સજમ ધરો, ગાળો નિજદેહ,
જ્ઞાનદશાવણ જીવને, નહિદુઃખનો છેહઃ આતમ ॥૧॥

હુ એહનો એ માહરો—એ હુ એણી બુદ્ધિ,
ચેતન જડતા અનુભવે, ન વિમાસે શુદ્ધિઃઆતમ ॥૨॥

અધ્યાત્મ વણુ જે ક્રિયા—તે તનુમલ તોલે ઇત્યાદિ વચનો ભવ્યજીવોને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે પ્રેરે છે—નયભગ અને પ્રમાણથી આત્મજ્ઞાન થતા પોતાનુ સ્વરૂપ જાણી આત્મા અત્યાનદને પામે છે અને પોતાનો પોતે વિચાર કરે છે કે—

અહમિક્કો ખલુ સુદ્ધો નિમ્મમઓ નાણદસણ સમગ્ગો,
તમ્મિ ઠિઓ તચ્ચિત્તો, સવ્વે એએ ખય નેમિ'

ભાવાર્થ —હુ એક આત્મદ્રવ્ય છુ પરપુદ્ગલ દ્રવ્યથી ન્યારો છુ નિશ્ચયનયે શુદ્ધ છુ અજ્ઞાનમળથી ન્યારો છુ નિ નિર્મલ છુ મમતા રહીત છુ જ્ઞાનદર્શન પરિપૂર્ણ છુ હુ મારા જ્ઞાનસ્વભાવ સહીત છુ હુ મારા ગુણપર્યાયસ્વરૂપમાં રહ્યોછુ, ચેતનાગુણ તે મારી સત્તા છે હુ મારા શુદ્ધ આત્મસ્વરૂપને ધ્યાવતો કર્મનો ક્ષય કરીશ આત્મપ્રદેશોમાં અનતગુણ પર્યાયની રૂદ્ધિ ભરી છે અનતગુણપર્યાયની રૂદ્ધિને પ્રકટ કરવી તેજ 'સવરૂપ ચારિત્ર જાણવુ—૫ચશતી નામનો અમારો બનાવેલો ગ્રથ છે તેમા કહ્યુ છે કે

દુહા—તિરોભાવ નિજરદ્ધિનો, આવિર્ભાવપ્રકાશ,
પરમાતમપદ તે કહ્યુ, તે પદનો હુ દાસ ॥ ૧ ॥

आतमज्ञानी श्रमण कहावे, बीजा तो द्रव्य लिंगीरे,
वस्तुगते जे वस्तु प्रकाशे, आनदघन मतिसगीरे. वासुपूज्य॥

શ્રી યશોવિજયજી ઉપાધ્યાય દ્રવ્યગુણપર્યાયના રાસમા કહે છે કે—

एहनो जेणे पाम्यो त्याग, ओघे एहनो जेने राग,
ए वे वण त्रीजो नहि साध, भाष्यो सम्मति अर्थ अगाध॥

દ્રવ્યાનુયોગજ્ઞાની સર્વગીતાર્થમા શ્રેષ્ઠગીતાર્થ છે દ્રવ્યાનુયોગદ્વારા આત્મધ્યાન કરતા અન ત ભવના કરેલા કર્મનો ક્ષય પણ થઇ જાય છે શ્રી મલ્લિચદ્રજીએ આત્માની નવધા ભકિત ક્રિયા બતાવી છે તે સ બ ધી અમોએ વિવેચન કર્યું છે, તેમા પણ આત્માજ સેવ્ય છે આત્માના સ્વભાવ માજ રમણતા કરવી બતાવી છે આત્મસ્વભાવરમણતાથી આત્મા તે પરમાત્મા થાય છે આત્મજ્ઞાનવિના આત્મરમણતારૂપ ચારિત્ર પ્રાપ્ત થતુ નથી અધ્યાત્મજ્ઞાનથી અ ત ક્રિયાની પ્રાપ્તિ થાય છે અને તેથી આત્મા સુખસાગરમા મગ્ન થઇ રહે છે શ્રીઉપાધ્યાયજી પણ અધ્યાત્મજ્ઞાનથી થતી અ ત ક્રિયાની મહત્તા બતાવે છે કે—

बाह्य क्रिया छे बाहिर योग, अतरक्रिया द्रव्य अनुयोग;
बाह्यहीन पणाज्ञान विशाल, भल्ये कयो मुनि उपदेशमाल॥१॥

અ તરક્રિયાથી સકલ કર્મનો ક્ષય થઇજાય છે મનના વિકલ્પ સ કલ્પ વાર્યા વિના અ તરૂક્રિયા થઇ શકતી નથી બાહ્યક્રિયા કરતા પણ અ તરૂક્રિયા અન તગુણી બળવાન્ છે શ્રી વિજયલક્ષ્મીસૂરિ પણ કહે છે કે—

ध्यानक्रिया मनमां आणीजे, धर्मशुकल ध्याइजेरे,
आर्तरौद्रनां कारणकिरिया, पचविनाने वारीजेरे ध्यान ॥

વળી શ્રી ઉપાધ્યાયજી કહે છેકે—

द्रव्यादिक चिंताए सार, शुक्ल ध्यानपण लहिये पार,
तेमाटे एहिज आदरो, सद्गुरुवण मतभूला फरो,

दसण नाण चारित्रनेरे, मूळ न जाण्यो मर्मरे. चंद्रनान ॥५॥
गच्छ कदाग्रह साचवेरे, माने धर्म प्रसिद्ध;
आतमगुण अकषायतारे, धर्म न जाणे शुद्धरे चंद्रानन॥ ६ ॥
तत्वरसिक जन थोडलारे, बहुलो जन सवाद,
जाणोछो जिनराजजीरे, सघळो एह विवादोरे. चद्रानन॥७॥
नाथ चरणवदन तणोरे, मनमा घणो उमग,
पुण्यविना केम पामियेरे, प्रभुसेवननो सगरे चद्रानन ॥८॥
जगतारक प्रभु वांदीएरे, महाविदेह मझार,
वस्तु धर्म स्याद्वादतारे, सुणि करीए निर्धाररे चद्रानन ॥९॥
तुज करुणा सहु उपरेरे, सरखी छे महाराय,
पण अविराधक जीवनेरे, कारण सफलो थायरे.चद्रानन १०
एहवा पण भविजीवनेरे, देवभक्ति आधार,
प्रभु समरणथी पामियेरे, देवचद्र पद सारेरे. चद्रानन ११

આસ્તવનમા સ્યાદ્વાદધર્મપુરસર ચારિત્રને ધારવાથી કર્મકલક નાશ પામે છે એમ જણાવ્યુ છે આત્મધર્મની સેવના અનત સુખને અર્પનારી છે કેટલાક લોકો જિનોક્ત-કથિત આત્મધર્મનુ યથાર્થ સ્વરૂપ સમજવાને અશક્ત છે તેઓ પ્રભુના વચનોની ખૂબી તથા કેવલીપ્રભુના અનત જ્ઞાનની વાનગી ચાખી શકતા નથી અધ્યાત્મજ્ઞાન રસીકો આત્માના અનતસુખનો દેહ છતા પણ અનુભવ કરીશકે છે શરીરમા રહેલો આત્મા ત્રણ ભુવનનો ધણી છે એની અચિત્ય શક્તિ છે પોતાની શક્તિનો સૂર્યની પેઠે પ્રકાશ કરે છે સૂર્ય જેમ વાદળાને ચીરી નાખી પોતાનો પ્રકાશ બહિર દે છે તેમ-આત્મા પણ કર્મરૂપ વાદળાનુ આવરણ ચીરીનાખી પોતાની અનતશક્તિનો પ્રકાશ કરે છે આત્માની શ્રદ્ધા અને આત્મપ્રયત્ન એ બેથી આત્મા

આત્મશકિત અનંતિ છે પણ તેના ઉપર કર્મના આવરણ આવી ગયા છે–તે કર્મરૂપ આવરણ પોતાની મેળે કંઈ નાશ પામતા નથી જેમ કોઈ વસ્ત્ર ઉપર મલીનતા ચઢી હોય તો તે કંઇ પોતાની મેળે નાશ પામતી નથી તેમ આવરણ પણ પોતાની મેળે કંઇ નાશ પામતા નથી વસ્ત્રને ધોવાથી નિર્મલ થાય છે તેમ આત્માને પણ કર્મ લાગ્યુ છે તેનુ કારણ રાગ અને દ્વેષ છે માટે રાગ અને દ્વેષનો નાશ કરવા સ્વસ્વભાવરૂપચારિત્ર અંગીકાર કર્યાવિના કર્મ નાશ પામતુ નથી વ્યવહારથી શ્રાવકના બારવ્રત અને સાધુના પંચમહાવ્રત અંગીકાર કરવાથી કર્મ નાશ પામે છે અથવા નવપદનુ આચરણ કરવાથી કર્મનો નાશ થાય છે–કર્મ નાશ પામવાના ઘણાં કારણો છે પણ તેમા જ્ઞાનદર્શનચારિત્ર મુખ્ય છે; શાસ્ત્રમા પણ કહ્યુ છે કે—જ્ઞાનદર્શનચારિત્રાણિ મોક્ષમાર્ગ આત્મા પોતે પોતાને જાણે છે અને પોતે પોતાને તારી શકે છે આત્મજ્ઞાનવિના ઉદ્યમ સફલ થતો નથી માટે સમ્યક્ચારિત્રમાર્ગ ગ્રહણ કરી ગાડરીયાપ્રવાહથી દૂર રહેવુ જોઇએ તે સંબંધી શ્રીદેવચંદ્રજી ચંદ્રાનન પ્રભુના સ્તવનમા હૃદયોદ્ગારની ગંભીર વીણા વગાડીને કહે છે કે જેમ––

चद्राननजिन, सांभळीए अरदासरे,<br>
मुजसेवक भणी, छे प्रभुनो विश्वासरे चद्रानन॥ १ ॥<br>
भरतक्षेत्र मानवपणोरे, लाधो दु समकाळ,<br>
जिन पुरवधर विरहथीरे, दुलहो साधन चालोरे चद्रानन॥२॥<br>
द्रव्यक्रिया रूचिजीवडारे, भावधर्म रूचिहीन;<br>
उपदेशकपण तेहवारे, शु करे जीव नवीनरे. चद्रानन॥ ३ ॥<br>
तत्वागम जाणग तजीरे, बहुजन समत जेह,<br>
मूढ हठी जन आदर्योरे, सुगुरु कहावे तेहरे. चद्रानन॥ ४ ॥<br>
आणा साध्यविना क्रियारे, लोके मान्योरे धर्म,

નિષ્ફળ અવસ્થાવાળુ કરવુ એમ મનની સ્થિરતા કરતા રાગદ્વેષનો પરિણામ નાશપામે છે ત્યારે અપ્રમત્તદશામા આત્માના સુખનો અનુભવ આવે છે, ત્યારે આત્મશક્તિ તથા આત્માનંદનો વિશ્વાસ વધતો જાય છે અને જડમા સુખની બુદ્ધિનો સર્વથા નાશ થાય છે પશ્ચાત્ આત્મા શુક્લ ધ્યાનનો ધ્યાતા થઈ સકલકર્મ ક્ષય કરી સિદ્ધ બુદ્ધ પરમાત્મા બને છે ભવ્યો! આ ઉપરથી તમને કઇક ખ્યાલમા તો આવશે કે, પ્રત્યેક વસ્તુની સિદ્ધિ કઇ તત્કાલ થઈ શકતી નથી સમતાના ફળ મીઠા કાકરે કાકરે પાળ બધાય અને ટીપે ટીપે સરોવર ભરાય પ્રતિદિન ઉત્સાહ શક્તિથી આત્મસિદ્ધિમા મડયા રહેવાથી આત્માના નિત્ય સુખનો અનુભવ થશે નક્કી થશે હિમત હારશો નહિ પૂર્ણ શ્રદ્ધા ઉત્સાહથી આત્મશક્તિયોનો પ્રકાશ કરવા પ્રયત્ન કરો, આકળા–અધીરા થશો નહી રોટલી પણ ઉતાવળથી બનાવવામા આવે તો બગડી જાય છે અક્ષર પણ ઉતાવળથી લખવામા આવે છે તો બરાબર સારા આવતા નથી માટે આત્મજ્ઞાન તથા આત્મશક્તિઓની પ્રાપ્તિ માટે ઉત્સાહ અને અડગ શ્રદ્ધાથી કાર્યની પૂર્ણતા પયત ઉદ્યમ કરશો શાળામા કક્કો ભણવા માડયો કે તુરત બી એ વા એમ એ ની ડીગ્રીની પરીક્ષા અપાતી નથી બાહ્ય વિદ્યામા પણ ઘણા વર્ષ સુધી પ્રયત્ન સેવવો પડે છે તો અધ્યાત્મજ્ઞાન તથા અધ્યાત્મસુખને માટે તો તેથી પણ ઘણા વર્ષ લાગે એમા કઇ નવાઇ જેવુ નથી શ્રી વીરપ્રભુને સાધુ અવસ્થામા પણ બાર વર્ષ સુધી આત્મશક્તિયોને ક્ષાયિકભાવે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો પડયો હતો એક આબાને વાવીએ છીએ તોપણ ઘણા વર્ષ કેરી ચાખતા લાગે છે, તો આ આત્મજ્ઞાનસુખને પ્રાપ્ત કરના વખતનો ભોગ આપવો પડે ત્યારે જ કર્મરૂપ શત્રુને છેદી આત્માની અનત લક્ષ્મીની પ્રાપ્તિ કરી શકાય અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ

નિર્મલ સહજાનદી થઇ શકે છે આત્માથી સર્વ કાય થઈ શકે છે આત્માની શક્તિ પુર્દ્ગલમા ભળવાથી પુર્દ્ગલભાવની કરનારી થાય છે અને તેવીજ રીતે આત્મશક્તિ પોતાના સ્વરૂપમા વળતાં આત્માના અનતગુણને નિર્મલ કરનારી થાય છે-જેમ જેમ આત્મા પોતાના સ્વરૂપમા વળે છે, તેમ તેમ અનત પુર્દ્ગલસ્કધોથી છૂટો થતો જાય છે સ્વસ્વરૂપ સન્મુખ થએલી ચેતના અનત સુખાદિ ગુણોની કરનારી થાય છે જ્યા સુધી લખ્યાપ્રમાણે આ વિષયનો અનુભવ કર્યો નથી અને તે બાબતના પ્રયત્નમા જોડાયો નથી, ત્યાસુધી તેને આત્માની કહેલી સર્વબાબતો લુખી લુખી લાગશે અને આત્માની શક્તિયો ઉપર વિશ્વાસ ખરેખરા અતકરણથી બેસશે નહી પણ જ્યારે પ્રથમ આત્મજ્ઞાન વિષયનો શ્રદ્ધાણ થઇને તે સબધી પ્રયત્ન કરશે, તો તેને કઇ અનુભવ આવતા આત્મસુખમા રગાશે જેમ પ્રથમ કૂપ ખોદતા ધળ કાઢવી પડે છે, પરસેવો વળે છે તાપ લાગે છે, તેમજ થાક લાગે છે-એક બે હાથ ખોદ્યુ કે કઇ પાણીના લોટા ભરાતા નથી પણ પાણી નીકળશે એવી શ્રદ્ધા રાખી દરરોજ કૂવો ખોદવો પડે છે એમ કેટલાક દીવસ પ્રયત્ન કાયાબાદ ભેજ વાળી મટોડી આવે છે ત્યારે ખાત્રી થાય છે કે હવે થોડા વખતમા પાણી નીકળશે ખબ મહેનતથી જોસભેર ખોદતા પાણી નીકળે છે પછે ઝરણા પુટે છે કૂવો પાણીથી ભરાઇ જાય છે ત્યારે સ્નાન વિગેરેથી આત્મા શાત થાય છે જલપાનથી તૃષાની નિવૃત્તિ થાય છે અને ક્ષેત્રનો પાક પણ પાકે છે તેમજ આત્મજ્ઞાનની વાત કરી એટલે કઇ સિદ્ધોની પેઠે આત્માના સુખોનો સાક્ષાત્કાર થતો નથી પણ પ્રતિદિન આત્મજ્ઞાનવતની સગતિ કરવી જોઇએ નયપ્રમાણથી જડ અને ચેતનને ભિન્ન ભિન્ન કરી સૂક્ષ્મજ્ઞાન કરવુ જોઇએ પશ્ચાત્ ચેતનને પરભાવરમણતાની ટેવમા વારતા ચિત્તની સ્થિરતા થાયછે મન

प्रवचन अंजन जो सद्गुरु करे, देखे परमनिधान, जिनेश्वर-
हृदयनयण निहाळे जगधणी, महिमा मेरु समान जिनेश्वर-

આ પ્રમાણે આત્માની રૂદ્ધિની પ્રગટતા કરવા જે ભવ્યો પ્રયત્ન કરે છે તે પોતાની રૂદ્ધિને પ્રાપ્ત કરે છે, અનંતા જીવોએ પોતાની રૂદ્ધિને પ્રાપ્ત કરી આત્મજ્ઞાનથી સત્યવિવેકી પુરૂષોએ આત્માની પરમાત્મદશાનો પૂર્ણ નિશ્ચય કરેલો છે અને તેવા આત્મજ્ઞાનિઓ પરમાત્માની સ્તુતિ કરીને પોતાના આત્માની શુદ્ધ પરિણતિને પ્રગટ કરે છે જેમ શ્રી દેવચંદ્રજી મહારાજાએ સિમંધરજિનસ્તવનમાં પરમાત્માની દશાની સ્તુતિ અને તેની સાથે પોતાના આત્માની પરિણતિની શુદ્ધિ કરેલી છે, તે અપ્રગટ હોવાથી અત્ર પ્રગટ કરી દેખાડીએ છીએ—

सीमंधरस्तवनम्

प्रभु नाथ तु त्रिपलोकनो, प्रत्यक्ष त्रिभुवन भाण,
सर्वज्ञ सर्व दर्शी तुमे, प्रभु शुद्ध सुखनी खाण
जिनजी वीनति छे एह ॥ १ ॥
प्रभु जीव जीवन भव्यना, प्रभु मुज जीवन प्राण,
ताहरे दर्शणे सुख लहु, तुंहिज गति स्थिति जाण जिनजी ।२।
तुज विना हु चिहु गति भम्यो, धर्या वेष अनेक,
निजभाव ने परभावनो जाण्यो नही सुविवेक जिनजी ॥३॥
धन्य तेह जे नित्य प्रहसमे, देखे श्री जिनमुख चंद,
प्रभुवाणी अमृतरस लही, पामे ते परमानंद जिनजी ॥४॥
एकवचन श्री जिनराजनो, नयगम भग प्रधान;
जे सुणे रुचिथी ते लहे, निजतत्त्व रूद्धिअमान. जिनजी ॥५॥
जे क्षेत्रे विचरो नाथजी, ते क्षेत्र अति सुपसथ्य,
तुज विरहे जे क्षण जाय छे, ते मानीये अकयथ्य. जिनजी ॥६॥
श्री वीतराग दर्शन विना, वीत्यो जे काल अतीत,

માટે પ્રથમતો સદ્દગુરૂની વિનયપૂર્વક પર્યુપાસના કરવી જોઇએ શ્રદ્ધાભક્તિથી સદ્દગુરૂની સેવા કરતા અધ્યાત્મ જ્ઞાનની વહેલી પ્રાપ્તિ થાય છે વિશેષ ભાર દેઇને કહેવુ પડે છે કે સદ્દગુરૂની શ્રદ્ધાભક્તિથી અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની યોગ્યતા આવે છે આત્માની અનત શક્તિઓ સત્પણે છે તેને પ્રકટ કરનાર આત્મા છે, પોતાની વસ્તુ પોતે મેળવે એમા કઇ આશ્ચર્ય નથી દીલગીરીની વાત એ છે કે આત્માની અનતિ રૂદ્ધિ પોતાની પાસે ભરેલી છે, તે રૂદ્ધિથી આત્માને જરામાત્ર પણ છેટુ નથી, તોપણ અજ્ઞા નથી જીવ સમજી શકતો નથી અને પુદ્દગલવસ્તુને રૂદ્ધિ માનીને તેમા ભ્રમિત થઇ મોહ પામે છે જેમ કોઇ મનુષ્ય નદીમા પડી બુમ મારે કે હુ તૃષાતુર છુ મને કોઇ પાણી પાઓ તથા કોઇ પકવાન્નની પાસે બેસી કહે કે અરે હુ ભુખે મરૂ છુ, તથા જેમ કસ્તુરીમૃગ પોતાની નાભિમા કસ્તુરી છે, અને તેની સુગધ પોતાને આવે છે તેથી આખા વગડામા આડોઅવળો દોડે છે, તેમ જીવ પણ પોતાની પાસે અનતિ રિદ્ધિશક્તિ છતા પુદ્દગલપ્રદેશમા ભ્રાતિથી દોડે છે તે સબધીનુ શ્રી આનદઘનજી શ્રી પન્નરમા ધર્મનાથના સ્તવનમા કહે છે કે —

परम निधान प्रगट मुख आगळे, जगत ओलघी हो जाय, जिनेश्वर
ज्योतिविना जुओ जगदीशनी, अधोअध पुलाय
जिनेश्वर धर्म ॥ १ ॥

પોતાના આત્માની સન્મુખ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ પરમનિધાન છે, પણ જગતના જીવો તેને જાણી શકતા નથી સૂર્યવિના જેમ અધારૂ તેમ આત્મજ્ઞાનવિના આત્માની અનતિરૂદ્ધિ જણાતી નથી શ્રી આનદઘનજી- અતરચક્ષુ ઉઘાડવાનો ઉપાય બતાવી પોતાની રૂદ્ધિનુ ભાન કરાવે છે કે જેમ —

गुण गुणी भाव अभेदथी, पिजीए शम मकरंद जिनजी. २०
प्रभु सिद्ध बुद्ध महोदयी, ध्याने थइ लयलीन,
निज देवचद्र पद ते लहे, नित्यात्म सुखरस पीन. जिनजी. २१

આ પ્રમાણે શ્રી દેવચદ્રજી પ્રભુની ભક્તિ કરી અધ્યાત્મસુખમા લીન થઇ ભવ્ય જીવોને આત્મા ને પરમાત્માની સ્થિતિ બતાવે છે શ્રી આનદઘનજી તથા શ્રી ચિદાનદજી તથા શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે અધ્યાત્મપદોમા અનુભવના આવેશથી આત્માની ઉચ્ચદશાનુ ગાન કર્યું છે તેમજ શ્રી હેમચદ્રજી પણ યોગશાસ્ત્રમા આત્મજ્ઞાન ઉપર પોતાની પૂર્ણ પ્રીતિ જણાવીને ભવ્યજીવોને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા ભલામણ કરે છે શ્રી જ્ઞાનવિમલ સૂરીશ્વરજી તથા શ્રી મણિચદ્રજીએ પણ આત્મજ્ઞાનાવેશમા આત્મકીર્તન કરવામા બાકી રાખી નથી શ્રી હરિભદ્રસૂરિજી પણ આત્મજ્ઞાનનેજ શ્રેષ્ઠ માને છે અધ્યાત્મશાસ્ત્ર તથા અધ્યાત્મજ્ઞાનિ પુરૂષોના સબધથી આત્મા પોતાના સ્વરૂપને જાણી શકે છે અધ્યાત્મજ્ઞાનને પચાવવુ એ કૃત્ય ઘણુ મુશ્કેલ છે સિહણનુ દૂધ અને કાચા પારાને પચાવવા જેવુ અધ્યાત્મજ્ઞાન છે યોગ્યતા વિનાના પુરૂષો અધ્યાત્મ જ્ઞાની ન થતા ઉલટા ઉંધાત્મ જ્ઞાની બની જાય છે કહ્યુ છે કે, જે પુરૂષોમા યોગ્યતા આવી નથી તેવા પુરૂષોને અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ આપવો, એ કૂતરાને કપૂરનુ ભક્ષણ જેવુ છે, અથવા સર્પને દૂધપાન બરોબર છે, સામાન્યત સદ્ગુણો જે જે પ્રાપ્ત કરવા જોઇએ તે તે પ્રાપ્ત કરાવ્યા બાદ ગભીર અને વિનયી દેખાય તે શિષ્યને હળવે હળવે અધ્યાત્મજ્ઞાનની કુચીઓ આપવી, હળવે હળવે તપાસી તપાસીને અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ આપવો ગભીરાદિગુણોની કસોટી કાઢયાવિના આત્મજ્ઞાન આપવુ નહી કેટલાક પુરૂષો અધ્યાત્મનાનિયો બનીને પછી શુષ્કજ્ઞાની જેવી

ते अफल मिच्छा दुक्कड, तिविह तिविहनी रीत, जिनजी ॥७॥
प्रभु रात मुज मननी सहु, जाणो ज छो जगनाथ,
स्थिरभावे जो तुमचो लहु, तो मिले शिवपुर साथ जिनजी॥८॥
प्रभु मिले हु स्थिरता लहु, तुजविरहे चचलभाव,
एकवार जो तन्मय रमु, तो करु अचलस्वभाव. जिनजी॥९॥
प्रभु छो क्षेत्र विदेहमा, हु रहु भरत मजार,
तोपण प्रभुना गुणविषे, राखु स्वचेतन सार जिनजी॥१०॥
जो क्षेत्रभेद टळे प्रभु, तो सरे सघळा काज,
सन्मुखे भाव अभेदता, करी वरु आतमराज जिनजी ११
परपुठे इहा जेहनी, एवडी जे छे स्वाम,
हाजर हजुरी ते मळे, निपजे ते केटलो काम जिनजी ।१२।
हु इद्र चद्र नरेन्द्रनो, पद न मागु तिल मात्र,
मागु प्रभु मुज मन थकी, न वीसरो क्षण मात्र जिनजी १३
ज्या पूर्ण शुद्ध स्वभावनी, नवि करी शकु निज ऋद्धि,
तिहा चरणशरण तुम्हारडा, एहिज मुज नवनिधि. जिनजी. १४
माहरी पूर्व विराधना, योगे पडयो ए भेद,
पण वस्तु धर्म विचारतां, तुज मुज नहि छे भेद जिनजी १५
प्रभु ध्यान रग अभेदथी, करु आतमभाव अभेद,
छेदी विभाव अनादिनो, अनुभवु स्वसवेद्य जिनजी १६
विनवु अनुभव मित्तने, तुं न करीश पररसचाह;
शुद्धात्मरस रगी थइ, कर पूर्ण शक्ति अवाह जिनजी १७
जिनराज सीमधर प्रभु, ते मळ्यो कारण शुद्ध,
हवे आत्मऋद्धि निपावची, शी ढील करीए बुद्ध जिनजी १८
कारणे कार्य सिद्धिनो, करवो घटे न विलंब,
साधवी पूर्णानदता, निजकर्तृता अवलब जिनजी १९
निजशक्ति प्रभुगुणमयी रमे, ते करे पूर्णानन्द,

આત્માની નિર્વિકલ્પ દશાની ખુમારી જૂદાજ પ્રકારની વર્તે છે, કબીર પણ કહે છે કે—

हैं कोई ऐसा मुरसदमुल्ला, रफमें खुदा बतावेगा,
लाख चोराशी फिरा मटाकर, जन्म मरणकुं तोडेगा. हैं॥१॥
पचभूतका दरगाभितर, दल तकीया बिछावेगा,
उसकी उपर मुजे बेगफर, भिस्मल्ला कलमा पढावेगा.
हैं कोइ ॥ २ ॥
महिम् महिमुद रसुलीहिल्ला, अलफनाम निशा चढावेगा,
मनमक्केमें मुजे लेजाकर, नवाजकी मियाम शिखावेगा
हैं कोइ. ॥ ३ ॥
अरसपरस देदार जाहिरा, महि राम मेरा खुलावेगा,
चौदां तबकाकी उपर ले जाकर, मेरेकु जुला जुलावेगा
हैं कोइ ॥ ४ ॥
जीव इश्वरका नुक्ता घूटके, ऐसा प्याला पिलावेगा,
मेरा चहेरा मुजे बताकर, नूर नमीमे मिलावेगा.

ઈત્યાદિ વાક્ય પણ આત્મજ્ઞાનના સુખને માટે પ્રેરે છે, કબીર વિગેરે જો કે સ્યાદ્વાદ જ્ઞાનના જ્ઞાતા નહોતા, તોપણ સાખ્યતત્વના અનુસારે આત્મલક્ષ ઉપર ઉતર્યા હતા તેજ દષ્ટાંત આપેલું અત્ર જણાવવાનું છે શ્રી સર્વજ્ઞનાં વચન આગળ બીજાનું શું દષ્ટાંત આપવું ? તે વાચક વિચારી લેશે આત્માની આનંદ ખુમારીને જેણે ભોગવી છે તેજ તેને જાણી શકે છે શ્રી આનંદઘનજી કહે છે કે—

मनसा प्याला प्रेम मशाला, ब्रह्म अग्नि परजाली,
तनभाठी अवटाइ पीए कस, जागे अनुभव लाली आशा॥३॥
अनुभव प्याला पीयो मतवाला, चिन्ही अध्यातम वासा,
आनदघन चेतन व्हे खेले, देखे लोक तमासा,
आशा ओरनकी क्या कीजे.

આચરણ આચરે છે તેથી લોકોમા તે ગ્રાહ્ય થતા નથી લોકોમા તેવા શુષ્કજ્ઞાનિયોની નિંદા થાય છે, શુદ્ધ આચારને છોડીને જે પુરૂષો અમે તો આત્મજ્ઞાની છીએ, અમારે તો તો કઇ કરવાનુ નથી, એમ કોલાહલ કરે છે, તેઓ હો બીના છોકરાની પેઠે ધર્મની હાસી કરાવે છે, અને તેથી અધ્યાત્મજ્ઞાની પુરૂષો તરફથી લોકોનો ભાવ ઉતરી જાય છે તેમજ કેટલાક સ્થૂલબુદ્ધિના લીધે એકાંત બાહ્યક્રિયામાં આસક્ત થઇ અધ્યાત્મજ્ઞાની મુનિવરોની ધ્યાનરૂપ ઉત્તમ ક્રિયાને ઓળખ્યા વિના તેમની નિંદા કરે છે અને અધ્યાત્મજ્ઞાનપ્રતિ પુષ્કળ અરૂચિ દેખાડે છે તેવા ક્રિયાજડો પણ અધ્યાત્મતત્ત્વનો સ્વાદ ચાખી શકતા નથી; અધ્યાત્મ જ્ઞાનીની સર્વ ક્રિયા અશુદ્ધપરિણતિનો નાશ કરવા માટે હોય છે, અધ્યાત્મજ્ઞાનીને આશ્રવના હેતુઓ પણ સવર રૂપે પરિણમે છે અને અજ્ઞાનીને સવરના હેતુઓ પણ આશ્રવરૂપે પરિણમે છે અજ્ઞાની જે જે હેતુઓથી બંધાય છે, તેતે હેતુઓથી અધ્યાત્મજ્ઞાની છૂટી શકે છે જેમ સમુદ્રની અંદર એક જાતનુ માછલુ થાય છે તે મીઠુ પાણી પીએ છે તેમ આત્મજ્ઞાની પણ સસારરૂપ સમુદ્રની અંદર રહીને પણ બ્રહ્માામૃતનુ પાન કરે છે, અધ્યાત્મજ્ઞાની નિર્વિકલ્પદશામા અનહદ આનદ ભોગવે છે અને તે પ્રસગે તેને મૃત્યુનો અધ્યાસ છૂટી જાય છે—જુઓ

अवहम अमरभए न मरेंगे, विसरगए दुविधा तनमनकी,
वपुरूर देह धरींगे अब ॥ १ ॥

अकल्कला जगजीवन तोरी, अंत उदधिथी अनतगुणोतत्र,
ज्ञान महा लघु बुद्धि ज्यु मेरी अकल ॥ १ ॥

नय अरभग निक्षेप विचारत, पूर्वधर थाके गुणहेरी,
विकल्प करत ताग नवी पाए, निर्विकल्पते हेतभयेरी अकल २

આત્માની નિર્વિકલ્પ દશાની ખુમારી જુદાજ પ્રકારની વર્તે છે, કબીર પણ કહે છે કે—

है कोई ऐसा मुरसदमुल्ला, रफमें खुदा बतावेगा,
लाख चोराशी फिरा भटाकर, जन्म मरणकु तोडेगा. है॥१॥
पचभूतका दरगाभितर, दल तकीया बिछावेगा;
उसकी उपर मुजे बेगकर, भिसमल्ला कलमा पढावेगा.
है कोइ ॥ २ ॥

महिम महिमुद रसुल्लहिल्ला, अलफनाम निशा चढावेगा,
मनमकेमें मुजे लेजाकर, नवाजकी मियाम शिरावेगा
है कोइ. ॥ ३ ॥

अरसपरस देदार जाहिरा, महि राम मेरा खुलावेगा,
चौदां तबक्काकी उपर ले जाकर, मेरेकु झुला झुलावेगा.
है कोइ ॥ ४ ॥

जीव ईश्वरका नुक्ता घुटके, ऐसा प्याला पिलावेगा,
मेरा चहेरा मुजे बताकर, नूर नबीसे मिलावेगा.

ઈત્યાદિ વાક્ય પણ આત્માનંદના સુખને માટે પ્રેરે છે, કબીર વિગેરે જો કે સ્યાદ્વાદ જ્ઞાનના જ્ઞાતા નહોતા, તોપણ આધ્યાત્મના અનુસારે આત્મલક્ષ ઉપર ઉતર્યા હતા તેજ દૃષ્ટાંત આપણે અત્ર જણાવવાનુ છે શ્રી સર્વજ્ઞનાં વચન આગળ બીજાનુ શુ દૃષ્ટાંત આપવુ.? તે વાચક વિચારી લેશે આત્માની આનંદ ખુમારીને જેણે ભોગવી છે તેજ તેને જાણી શકે છે શ્રી આનંદઘનજી કહે છે કે—

मनसा प्याला प्रेम मसाला, ब्रह्म अग्नि परजाली,
तनभाठी अवटाइ पीए कस, जागे अनुभव लाली. आशा ॥३॥
अनुभव प्याला पीयो मतवाला, चिन्ही अध्यातम वासा,
आनंदघन चेतन व्है खेले, देखे लोक तमासा,
आशा औरनकी क्या कीजे

તથા થી ચિદાનદજી પણ કહે છે કે—

अवधु पीयो अनुभवरस प्याला, फहत मेम मतिवाला,
अवधु ॥ १ ॥

नग्व शिख रहत खुमारी जाकी, सजलसघन घनजैसी,
जिणए प्याला पीया तिणकु, और केफराति कैसी अवधु ॥

अमृत होय हलाहल जाकु, रोग शोग नवि व्यापे,
रहत सदा घमचीन नशामें, बधन ममता कापे. ॥ अवधु ॥

भाव दया रणथभ रोपकें, अनहद तुर बजावे,
चिदानद अतुलीबल राजा, जीत अरिघर आवे ॥ अवधु ॥

મનની નિષ્ક્રિય અવસ્થાથી સિદ્ધ થએની નિર્વિકલ્પ દશાનુ સુખ વાણીથી અગોચર છે પ્રાકૃત પુરૂષ જેમ નગરનુ રૂપ વર્ણવી શકતો નથી, તેમ જ્ઞાની જીવ પણ નિર્વિકલ્પ દશાનુ સુખ વર્ણવી શકતો નથી અતીન્દ્રીય એવુ આત્મિક સુખ છે તેનો અનુભવ ઇન્દ્રિયો કરી શક્તી નથી જે યોગીની પાસે કોઇ પણ જાતનુ વસ્ત્ર નથી, ખાવાની પરવા નથી, બે ચક્ષુઓ મીચી દીધી છે, બાહ્યનો કોઇ પણ પદાથ દેખી શકતો નથી, કોઇ પણ મનુષ્યને દેખી શકતો નથી, બાહ્ય વિષયનો વિકલ્પ સકલ્પ હૃદયમા ઉઠાડતો નથી, બેસવાનુ સ્થાન પણ સારૂ હોતુ નથી, તોપણ આત્મજ્ઞાનિ યોગી અખડ સુખનો આસ્વાદ લેતો અવધૂત દશામા મ્હાલે છે બાહ્ય ઇન્દ્રિય વિષય રહિત ફક્ત ઇન્દ્રિયાતીત સુખ તેજ શાશ્વત સુખ છે તેના ભોગી એવા યોગિયોને રાજા શેઠ કે ઇન્દ્રની પણ પરવા નથી નિસ્પૃહિનસ્તૃણ જગત્ નિસ્પૃહી પુરૂષને જગત્ તૃણ સમાન છે જેણે પોતાના આત્મામા રહેલા સત્ય સુખમા શ્રદ્ધા ધારી છે તેને ખરેખર નિત્ય આત્મસુખ મળી શકે છે મનુષ્ય જે જે ઇચ્છે છે તે તે દઢ સકલ્પથી પ્રાપ્ત કરી શકે છે સમાધિસુખ પ્રાપ્ત

મજ, વીર્યાંતરાય કર્મનો નાશ થવાથી અનત વીર્યગુણનો ભોક્તા આત્મા થાય છે, આત્માના અનતગુણ સત્ છે, તેથી અનતગુણો અનાદિકાળથી આત્મામાજ રહેલા છે સહભાવિ ગુણો ક્રમભાવિ પર્યાયો સહભાવી તે ગુણ છે, અને સમયે સમયે જુદી જુદી ગુણની પ્રવૃત્તિ થાય છે તે પર્યાયો જાણવા, ગુણપર્યાયનુ ભાજન દ્રવ્ય કહેવાય છે શ્રી યશોવિજયજી કહે છે કે,

गुण पर्याय तणु जे भाजन, एकरूप त्रिहु कालेरे,
तेह द्रव्य निजजाति कहीए, जस नहि भेद विचालेरे

ષટ્ દ્રવ્યોનુ આ પ્રમાણે લક્ષણ જાણીને છ દ્રવ્યમા એક આત્માજ ઉપાદેય જાણવો કારણ કે સર્વ દ્રવ્યનો પ્રકાશ કરનાર અને દર્શનચારિત્ર સુખાદિગુણોનો આધાર આત્મા છે આત્મા વિના બાકી પાચ દ્રવ્ય તે આત્માથી ભિન્ન છે, માટે આત્માને વિચારવુ જોઇએ કે, પરદ્રવ્યમા અહમમત્વભાવ કરવો તે યુક્તિયુક્ત નથી, પરવસ્તુમા પોતાના પણાની બુદ્ધિ તેજ મિથ્યાજ્ઞાન છે છીપમા રૂપાની ભ્રાતિથી કાઇ કાર્ય સરતુ નથી, તેમ જડવસ્તુમા આત્મ બુદ્ધિથી કઇ આત્મહિત થતુ નથી જડવસ્તુના સયોગથી આત્મા અનેક પ્રકારના દુ ખ પામે છે, જડ વસ્તુનો સયોગ ત્યાગ કરવો દુ'કર છે, આત્મા અનાદિકાળથી પરવસ્તુમા ઇષ્ટબુદ્ધિ ધારણ કરે છે, જોકે ઇષ્ટબુદ્ધિ અજ્ઞાનથી થાય છે, પણ અતે જ્ઞાનદશા થતા પુદ્ગલનો મમતા ટળે છે આત્મજ્ઞાની થયા બાદ અધ્યાત્મચારિત્ર સ્વીકારવાની જરૂર રહે છે, અધ્યાત્મજ્ઞાનીના હૃદયમા અપૂર્વ આનદની ખુમારી સદાકાળ વર્તે છે, શ્રી અધ્યાત્મ સારમા કહ્યુ છે કે,

શ્લોક ॥ कांताधर सुधास्वादा, यूना यज्जायते सुख,
बिंदु पार्श्वे तदध्यात्म, शास्त्रस्वादसुखोदधे ॥ १ ॥
अध्यात्मशास्त्र सभूत, सतोषसुखशालिनः
गणयति न राजान न श्रीद नापि वासवम् ॥ २ ॥

ભાવાર્થ—સ્ત્રીના અધરરૂપ અમૃતના સ્વાદથી યુવાન પુરૂષોને જે સુખ થાય છે તે સુખ કઇ હિસાબમા નથી કારણ કે અધ્યાત્મ શાસ્ત્રસ્વાદનુ, જે સુખ તે રૂપસમુદ્રની આગળ વૈષયિકસુખ, બિંદુમાત્ર છે, અધ્યાત્મ શાસ્ત્રથી ઉત્પન્ન થએલા સંતોષને ભજનારા યોગિયો રાજા વા શેઠ વા ઇન્દ્રને પણ હીસાબમા ગણતા નથી અધ્યાત્મશાસ્ત્રથી આત્મા પોતાનુ અદ્‌ભૂત સામર્થ્ય ઓળખીને પોતાને ધન્ય ધન્ય માને છે જેમ કોઇ પુરૂષ દર્પણમા પોતાના મુખને દેખીને તેને સ્વચ્છ કરે છે તેમ જીવ સ્વપર વિવેકકારક અધ્યાત્મશાસ્ત્રરૂપ દર્પણમા પોતાનુ સ્વરૂપ દેખીને પશ્ચાત્ તેને સ્વચ્છ કરે છે જેમ બકરાના વાડામા રહેલુ સિંહનુ બચ્ચુ પોતાના સ્વજાતિય સિંહને ઓળખી પોતાને સિંહ લેખે છે ત્યારે તેને અજની ભ્રાંતિ ટળી જાય છે તેવી રીતે જીવ અધ્યાત્મશાસ્ત્રરૂપ આયનામા-પોતાનુ સ્વરૂપ દેખે છે, ત્યારે તેને બહિરાત્મબુદ્ધિ ટળીજાય છે, ધન્તુરાનુ પાન જે પુરૂષો કરે છે તેને વસ્તુઓ પીળી દેખાય છે પણ જ્યારે ધન્તુરાના અણુઓનુ જોર ટળે છે ત્યારે મનુષ્યો યથાર્થપણે વસ્તુને દેખે છે તેવી રીતે જીવ અજ્ઞાનથી પોતાને ભિન્નપ્રકારનો દેખે છે પણ જયારે અધ્યાત્મજ્ઞાન થાય છે ત્યારે વિચારે છે કે, અહો હુ શરીર નથી, કારણ કે શરીર તો જડ છે સડનપડણ સ્વભાવવાળુ છે અને હુ તો જ્ઞાન-દર્શન-ચારિત્ર-વીર્ય ઉપયોગ લક્ષણવાળો છુ અને જડથી ભિન્ન જાતિય છુ જડવસ્તુ પોતાનો તથા પરનો પ્રકાશ કરી શકતી નથી અને હુ તો સ્વ અને પર વસ્તુઓને જાણુ છુ મારા આત્માના અસંખ્યાતા પ્રદેશ છે તેમા એક પ્રદેશ એવી શક્તિ રહેલી છે કે, સર્વ દ્રવ્યગુણપર્યાયને જાણી દેખી શકે છે, કોઇપણ અજીવદ્રવ્યમા જ્ઞાન તથા દર્શન શક્તિ ત્રણે કાલમા નથી મારી શક્તિ અનંતગણી છે પરસ્વભાવદશાએ કર્મનો કર્તા ભોકતા છુ, અને સ્વભાવ

દશાએ પોતાના અનંતગુણપર્યાયનો કર્તા ભોક્તા છુ, પોતાના સ્વભાવમા રમણતા કરતા પરસ્વભાવ રમણતાનો હુ નાશ કરૂ છુ, ચૈતન્યશક્તિનો હુ ત્રિકાલમા આધાર છુ વિજ્ઞાનઘન છુ–અખંડ છુ, અનાદિકાળથી હુ વિદ્યમાન છુ, માટે અજ કહેવાઉ છુ–નિર્ભય છું પોતાના ગુણનો ભોગી છુ, જ્ઞાનદર્શનચારિત્રગુણનો ભોગી છુ, સર્વ દ્રવ્યને જાણુ છુ છતા સર્વ દ્રવ્યથી ભિન્ન છુ. પુરૂષ સ્ત્રી કે નપુસક લિંગવાળો હુ આત્મા વસ્તુત જોતા નથી અનેક અવતારમા મારા અનેક નામ પડયા તથા અનેક રૂપને ધારણ કર્યા, પણ તે નામ તથા રૂપવાળો હુ નથી માટે હુ જ્ઞાનદશા થતા નામરૂપમા મોહથી બધાઉ નહી મન વચન અને કાયાના યોગવાળો છુ તોપણ નિશ્ચયથી હુ તે ત્રણ યોગથી ભિન છુ તેથી એ ત્રણ યોગમા મુઝાવુ એ મારૂ કર્તવ્ય નથી પાચ ઇન્દ્રિયના ત્રેવીસ વિષયો મારા નથી માટે ત્રેવીસવિષયોમા લેપાવુ એ મારો ધર્મ નથી–ઔદારિક, વૈક્રિય, આહારક, તેજસ અને કાર્મણ આ પાચ શરીરને આત્મા કર્મયોગે ધારણ કરે છે પણ તે પાચ શરીર જડ છે એમા વસતા આત્માને સુખ નથી તેમ આમા પાચ શરીરરૂપ કેદમા કેદી તરીકે રહેલ છે તેનુ કારણ પણ, આત્મજ્ઞાન અને આત્મચારિત્રબળનો અભાવ જાણવો જ્યારે હુ આત્મજ્ઞાન અને આત્મચરિત્રને આત્મવીર્યથી ધારણ કરૂ તો પાંચ શરીરરૂપ કેદખાનામાથી છુટી શકુ અનતાજીવ શરીરરૂપ કેદખાનામાથી છૂટીને સુખી થયા તેમ હુ પણ છૂટવાને પ્રયત્ન કરૂ તો મુક્ત થઇ શકુ, આત્મામા તેવી શક્તિ છે, ફક્ત પ્રમાદથી મારી શક્તિનો હુ ઉપયોગ કરી શકતો નથી જાણીને જો હવે ઉપયોગ ન કરૂ તો તેમા હુ જ ભૂલને પાત્ર ગણાઉ પોતાની આગળ અમૃતપાત્ર છતા અમૃત ન સ્વાદુ તો મારી ભૂલ ગણાય, પણ આત્માનો જ્ઞાતા થઇ

સર્વ સામગ્રી પામી હુ હવે મારી શક્તિનો પ્રકાશ કરવા પ્રયત્ન કરૂ છુ મારી શક્તિયો હુ પ્રગટ કરીશ મારી શક્તિયોનો મને વિશ્વાસ છે આત્મામા રહેલા સહજાનન્દનો મને પૂર્ણ વિશ્વાસ છે મારી ચેતના પ્રતિક્ષણે આત્મ સ્વરૂપમા રગાય તેમ પ્રયત્ન કરવા કમર કસીશ પ્રતિદિન અભ્યાસ કરતા આત્મધર્મનો પ્રકાશ થતો જશે, અને તે પ્રમાણે અભ્યાસ કરતા જીવન પ્રતિદિન ઉચ્ચ થતુ જાય છે અને આત્માનો અનુભવ વૃદ્ધિ પામે છે અને છેવટે આત્મા પૂર્ણ ધર્મથી પ્રકાશમાન્ થશે, પોતાનુ સ્વરૂપ પોતાની સ્થિતિમા રહેતા પ્રગટ થાય તેમા શુ આશ્ચર્ય છે? અલબત કઇ નથી પોતાના સ્વરૂપમા હુ ચોલમજીઠના રગે મળીશ, પરપુદ્ગલવસ્તુઓને મે અનતભવમા અનતિવાર ભોગવી ભોગવીને એઠની પેઠે છડી, હવે મને પુદ્ગલરૂપ એઠનો ભોગ કરવો યુક્ત નથી, અને તેનાથી મને સત્યશાતિ–ત્રણ કાળમા પણ–મળનાર નથી મારૂ જીવન જડવસ્તુઓમા મુઝાવાથી સફલ થવાનુ નથી પણ સહજાનદની પૂર્ણ કળા પ્રાપ્ત કરવાથી મારૂ જીવન સફળ થઇ શકે હવે મને ઇન્દ્ર ચદ્ર–નાગેન્દ્રના પદની ક્ષણીક મહત્તાની અભિલાષા પણ થતી નથી શાતાવેદનીયના સયોગો તે કેવળ ઉપાધિરૂપે ભાસે છે, તેથી ત્યા આત્માની રૂચિ થતી નથી, આત્માના સ્વરૂપમાજ મને આનદ છે પરમાત્મપણુ પણ મારા ધર્મનો આવિર્ભાવજ છે ત્યારે હવે મને મારૂ સ્વરૂપ અનુભવતા પરમસતોષ થાય છે સબુદ્ધિ ઘટ અતરભાસી, મિટગઇ સકલ ઉદાસી એ પદનો પૂર્ણ અનુભવ થયો, અનેક પુદ્ગલસ્કધોની વચ્ચમા બેઠેલો હુ માલુમ પડુ છુ મારી આસપાસ પુદ્ગલસ્કધોની ગમનાગમનની તથા પુદ્ગલસ્કધોની અનેક પ્રકારની રચનાની ધમાલ ચાલી રહેલી અનુભવમા આવે છે, પણ હુ સ્થિરતાથી પોતાના સ્વરૂપને જોતો શાતિમય

દેખાઉં છું મારી આસપાસ અનેક પ્રકારના વિચારોની વર્ગણાઓ ફર્યા કરે છે પણ હું તેને મારાથી ભિન્ન વિચારી, તેને લેશ જગમાત્ર પણ સરાગદશા કરતો નથી. અનેક પ્રકારની મોહકવસ્તુઓ મારી આસપાસ છે, પણ મે તે સર્વને પુદ્‌ગલરૂપે જાણીને વિવેકદૃષ્ટિ ધારણ કરી છે તેથી હુ તેમા બ ધાવાનો નથી ભૂતકાલમા અશુદ્ધ પરિણતિથી અન ત પુદ્‌ગલસ્ક ધો મને લાગ્યા છે તે સ્ક ધો ઉપર મને રાગ દશા નથી, તેમ દ્વેષ પણ નથી કર્મસ્ક ધો લાગ્યા છતા પણ હુ તો આત્મદૃષ્ટિથી આત્માને દેખું છુ અને તેમા રમવા પ્રયત્ન કરૂ છુ તેથી તે કર્મવર્ગણાઓ હવે ઉદયકાલે ખરી જશે કર્મોનો પ્રારબ્ધકાળ વા ઉદયકાળ આવતા શાતાશાતાવેદનીયને હું સમભાવે વેદવા પ્રયત્ન કરૂ છુ તથા કરીશ અને કર્મનુ લેણુ આપીને છૂટો થઇશ પણ હવે મારા સ્વરૂપથી જરા માત્ર પણ છૂટો પડવા પ્રયત્ન કરીશ નહીં મારી આત્મશક્તિનો પૂર્ણ પ્રકાશ કરવા હું સાધક છુ અને સિદ્ધછુ મારા આત્માની ઉપાદાનશક્તિનો પ્રકાશ પણ સદ્‌ગુરૂઆદિક પુષ્ટનિમિત્ત કારણ ઉપર આધાર રાખે છે તે બે પ્રકારના કારણોને યથા યોગ્યતરતમયોગે પામી હું પ્રેમોત્સાહથી ચિદાનદચૈત ન્ય શક્તિનો વિકાશ કરવા કમર કસીને બેઠો છુ આ પ્ર માણે અધ્યાત્મશાસ્ત્રથી પોતાનુ સ્વરૂપ ઓળખી આત્મા શુદ્ધ વિચારો કરી આત્માનદી થાય છે પુદ્‌ગલાનદી જીવોને આત્માન દનો ક્યાથી અનુભવ થાય? વિષ્ટાના કીડાને અમૃત સ્વાદનો ક્યાથી અનુભવ થાય? ઘૂકબાળને સૂર્યના પ્રકાશનો શી રીતે અનુભવ થાય? સાયન્સ વિદ્યાના પ્રોફેસર કોઇ બ ને પણ જ્યા સુધી આત્મવિદ્યા જાણી નથી ત્યા સુધી આત્મસુખના ભોગી થઇ શકાતુ નથી, આત્મજ્ઞાનથી મનુ ષ્ય સસારરૂપ સમુદ્રને સહેજે તરી જાય છે શ્રીયશોવિજય જી ઉપાધ્યાય કહે છે કે, આત્મજ્ઞાનવિના પ ડિતપણુ સભવતુ નથી, આત્માના જ્ઞાતાપુરૂષો જલપકજવત્ નિર્લેપ

અવસ્થાના ભોક્તા થાય છે, શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા કહ્યુ છે કે, અપ્પનાણેણુ મુણી હોઇ નમુણી અરણ્ણવાસેણુ આત્માના જ્ઞાનવડે મુનિપણુ સભવે છે, પણ અરણ્યમા વાસ કરવાથી મુનિપણુ સભવતુ નથી હસ્તમા હથિયાર ધારણુ કરવામાત્રથીજ વીરપણુ પ્રાપ્ત થતુ નથી પણ વીરપણુ બતાવવાથી વીર કહેવાય છે આત્માનુ ઉચ્ચજીવન અધ્યાત્મ જ્ઞાન કરી શકે છે, સસારમા રહેલા જીવો કર્મરોગથી ચાર ગતિમા પીડાય છે, તેમને માટે અધ્યાત્મજ્ઞાન પરમૌષધ છે બાળઘાત, સ્ત્રીઘાત, ગૌઘાત અને બ્રહ્મઘાત કરનારાઓની પણ ઉચ્ચસ્થિતિ અધ્યાત્મજ્ઞાનથી થાય છે ચિલાતીપુત્રે, ઉપશમ સવર અને વિવેકપૂર્વક આત્મસ્વરૂપ વિચારી સત્યસમાધિ પ્રાપ્ત કરી તેમ ચદ્રશેખરજેવા રાજાએ પણ આત્મવિવેચના કરી સત્યસમાધિનુ સુખ પ્રાપ્ત કર્યું તો પ્રત્યેક મનુષ્ય પણ અધ્યાત્મજ્ઞાનધ્યાનથી પરમપદ પ્રાપ્ત કરે એમા કઇ આશ્ચર્ય નથી નરકગતિની સામગ્રી પણ આત્મા એકઠી કરે છે તિર્યચગતિની સામગ્રી પણ આત્મા એકઠી કરે છે અને તિર્યચની ગતિમા જાય છે તેમજ મનુષ્યગતિની સામગ્રી પણ આત્મા એકઠી કરે છે, અને મનુષ્યગતિ પ્રાપ્ત કરે છે તેમજ ચાર પ્રકારના દેવની સામગ્રી પણ આત્મા પ્રાપ્ત કરી દેવની ગતિમા જાય છે તેમજ મોક્ષગતિમા પણ આત્માજ જઇ શકે છે હવે વિચાર કરો કે, આત્મા જ્ઞાનબળથી ધારે તો મુક્તિપુરી પ્રાપ્ત કરી શકે કે નહી ? અવશ્ય કરી શકેજ ? તૃષાતુર મનુષ્ય જલનુ પાન કરી તૃષા ટાળે છે, ક્ષુધાતુર મનુષ્ય અન્નનુ પ્રાશન કરી ક્ષુધા ટાળે છે તોપણ તેથી સદાકાળની તૃપ્તિ–શાતિ થતી નથી, અને આત્મા સતોષ પામતો નથી પણ જો સમતાજલ અને અધ્યાત્મજ્ઞાનરૂપ ભોજનથી આત્માને તૃપ્ત કરવામા આવે તો આત્માને સદાને માટે પરમસતોષ મળે છે આત્મોન્નતિના ઉચ્ચ શિખરે બિરાજમાન થવાનો સરળ મુખ્ય

દેખાઉં છું મારી આસપાસ અનેક પ્રકારના વિચારોની વર્ગણાઓ ફર્યા કરે છે પણ હું તેને મારાથી ભિન્ન વિચારી, તેને લેવા જરામાત્ર પણ સરાગદશા કરતો નથી અનેક પ્રકારની મોહકવસ્તુઓ મારી આસપાસ છે, પણ મેં તે સર્વને પુદ્ગલરૂપે જાણીને વિવેકદૃષ્ટિ ધારણ કરી છે તેથી હું તેમાં ણ ધાવાનો નથી ભૂતકાલમાં અશુદ્ધ પરિણતિથી અનંત પુદ્ગલસ્કંધો મને લાગ્યા છે તે સ્કંધો ઉપર મને રાગ દશા નથી, તેમ દ્વેષ પણ નથી કર્મસ્કંધો લાગ્યા છતાં પણ હું તો આત્મદૃષ્ટિથી આત્માને દેખું છું અને તેમાં રમવા પ્રયત્ન કરૂં છું તેથી તે કર્મવર્ગણાઓ હવે ઉદયકાલે ખરી જશે કર્મોનો પ્રારબ્ધકાળ વા ઉદયકાળ આવતાં શાતાશાતાવેદનીયને હું સમભાવે વેદવા પ્રયત્ન કરૂં છું તથા કરીશ અને કર્મનું લેણું આપીને છૂટો થઈશ પણ હવે મારા સ્વરૂપથી જરા માત્ર પણ છૂટો પડવા પ્રયત્ન કરીશ નહીં મારી આત્મશક્તિનો પૂર્ણ પ્રકાશ કરવા હું સાધક છું અને સિદ્ધ છું મારા આત્માની ઉપાદાનશક્તિનો પ્રકાશ પણ સદ્ગુરૂઆદિક પુષ્ટનિમિત્ત કારણ ઉપર આધાર રાખે છે તે બે પ્રકારના કારણોને યથા યોગ્યતરતમયોગે પામી હું પ્રેમોત્સાહથી ચિદાનંદચૈતન્ય શક્તિનો વિકાશ કરવા કમર કસીને બેઠો છું આ પ્રમાણે અધ્યાત્મશાસ્ત્રથી પોતાનું સ્વરૂપ ઓળખી આત્મા શુદ્ધ વિચારો કરી આત્માનંદી થાય છે પુદ્ગલાનંદી જીવોને આત્માનંદનો ક્યાથી અનુભવ થાય? વિષ્ટાના કીડાને અમૃત-સ્વાદનો ક્યાથી અનુભવ થાય? ઘૂકબાળને સૂર્યના પ્રકાશનો શી રીતે અનુભવ થાય? સાયન્સ વિદ્યાના પ્રોફેસર કોઈ બને પણ જ્યાં સુધી આત્મવિદ્યા જાણી નથી ત્યાં સુધી આત્મસુખના ભોગી થઈ શકાતું નથી, આત્મજ્ઞાનથી મનુષ્ય સંસારરૂપ સમુદ્રને સહેજે તરી જાય છે શ્રીયશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે, આત્મજ્ઞાનવિના પંડિતપણું સંભવતું નથી, આત્માના જ્ઞાતાપુરૂષો જલપંકજવત્ નિર્લેપ

તેવા પુરૂષો અધ્યાત્મજ્ઞાનના અભાવે દેરાસરમા પૂજા કરતા એક બીજાથી - લડે છે, ગાળો દેછે, દેરાસરમાં મારમારા આવે છે ઉપાશ્રયમા પણ મારમાર-કરે છે. એક બીજાની નિંદા કરે છે–ધર્મની ક્રિયાઓમા પણ ભેદ પાડીસામા સામી પક્ષ ઉભા કરે છે સાધુ થએલા પુરૂષો પણ પરસ્પર એક બીજા સાધુઓની નામ દેઇને નિંદા કરે છે, બીજાનુ બુરૂ કરવામા અચકાતા નથી સજ્જનપુરૂષો તત્ત્વદૃષ્ટિથી વિચાર કરશે તો માલુમ પડશે કે, અધ્યાત્મજ્ઞાનના અભાવે જડજેવા પુરૂષો પોતાનુ ભાન ભૂલી ધર્મમા અધર્મનુ આચરણ કરે છે અધ્યાત્મજ્ઞાતાઓના આચરણ પ્રતિદિન ઉચ્ચ થતા જાય છે અને પ્રાય અધ્યાત્મજ્ઞાનિયો ધર્મના માટે કલેશ કરતા નથી કેટલાક અધ્યાત્મજ્ઞાનનો ફાંકો રાખી ધર્મના નામે મારમાર કરતા હોય વા નિંદા કરતા હોય, વા અસભ્ય નીચ આચરણો આચરતા હોય તો વિવેકી પુરૂષોએ સમજવુ કે, હજી તેમને યથાર્થ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થયુ નથી તેમ અધ્યાત્મચારિત્રને સેવન કર્યું નથી શુષ્કજ્ઞાનિયોના ખરાબ આચરણ દેખી કોઇએ અધ્યાત્મજ્ઞાન તથા જ્ઞાનિની નિંદા કરવી નહી શાસ્ત્રકાર તો કહે છે કે, કોઇની પણ નામ દેઇને તો નિંદા કરવી નહી તો અધ્યાત્મજ્ઞાનિની નિંદા કરે તો કર્મના ચીકણા બંધ બાધે, અધ્યાત્મજ્ઞાની આત્માની ક્રિયામા ઉપયોગી રહે છે પુદ્ગલના ચુથણા ચુથવામા આત્મોન્નતિ સમજતો નથી આત્મોન્નતિના નિમિત્તકારણરૂપે વ્યવહારહેતુઓ છે તેમાથી કોઇપણ હેતુનુ ખંડન કરતો નથી, અધ્યાત્મજ્ઞાની આત્મામાજ ધર્મ માને છે અને જ્ઞાન, દર્શન, ચારિત્રની ક્ષાયિકભાવે પ્રાપ્તિ કરે છે અધ્યાત્મજ્ઞાનિનુ બાહ્યથી અને અંતરથી નિર્મલ સદ્વર્તન હોય છે જે ભવ્ય જીવો શુકલપાક્ષિક હોય છે તેમને આત્માનો ધર્મ ઇષ્ટ લાગે છે, ધર્મની આવશ્યક ક્રિયાઓ કરવાનો પરમાર્થ પણ

આત્માને લાગતા કર્મને રોકી આત્માના અનંત ગુણોનો પ્રકાશ કરવાનો છે, અધ્યાત્મજ્ઞાનનુ ઉચ્ચ જીવન પરમાનંદમય છે આજકાલ તત્વજ્ઞાનના સમજનારા વિરલા છે, તેમજ વળી અધ્યાત્મશાસ્ત્રનો બોધ લેનારાં તો અલ્પ દેખાય છે, અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરવો, અધ્યાત્મજ્ઞાનમા પરિણમવુ એ કંઈ નાના છોકરાની વાત નથી પૂર્વભવના તીવ્રસંસ્કાર હોય છે ત્યારે અધ્યાત્મજ્ઞાનની રૂચિ થાય છે, અધ્યાત્મજ્ઞાનના શાસ્ત્ર ભણતા કેટલાક તો કંટાળી જાય છે અને કેટલાક પુદ્ગલાનંદી જીવો તો આત્મસુખની શ્રદ્ધા ધરાવતા નથી અધ્યાત્મજ્ઞાનીને મુક્તિના સુખની શ્રદ્ધા થાય છે, મુક્તિના સુખ પ્રાપ્ત કરવા અધ્યાત્મજ્ઞાન જેવો બીજો કોઇ ઉપાય નથી જગત્મા બાવળના, આકડાના વૃક્ષ તો ઘણા હોય છે પણ આસોપાલવના ઝાડ તો થોડા હોય છે, તેમજ બહિરાત્મ જીવોના ટોળા ઘણા હોય છે પણ અધ્યાત્મજ્ઞાની જીવો તો થોડા હોય છે બહિરાત્મજીવો દુનિયાના ગપ્પા સાભળી ખુશી થાય છે ત્યારે અધ્યાત્મજ્ઞાનીજીવો આત્મજ્ઞાન તથા આત્મધ્યાન્ પ્રાપ્ત કરી આનંદ પામે છે બહિરાત્મ જીવો દુનિયાને વશ કરવા અનેક પ્રકારની કપટકળા તથા બાહ્યક્રિયાડંબર દેખાડે છે અને બીજા જીવોપર આળ દેતા પણ ચૂકતા નથી, ત્યારે અધ્યાત્મજ્ઞાનિયો દુનિયાને વશ કરવા સંકલ્પ માત્ર પણ કરતા નથી તેમજ અનેક પ્રકારની કપટકળા તથા બાહ્યક્રિયાડંબર કરી પોતાના આત્માને છેતરતા નથી બહિરાત્મજીવો બીજાની નિંદા કરવા ચૂકતા નથી, ત્યારે આત્મજ્ઞાની, જીવ કર્મના આધીન છે, એમ સમજી કોઇની નિંદા કરતો નથી બહિરાત્મજીવો દુનિયાની ઉન્નતિ માટે પ્રયત્ન કરે છે ત્યારે અધ્યાત્મજ્ઞાનિયો આત્માની ઉન્નતિ માટે પ્રયત્ન કરે છે બહિરાત્મજીવો ઔદયિકભાવમા રાચીમાચીને રહે છે અને અન્તરાત્માઓ ઉપશમાદિભાવમા સદાકાળ લીન રહે છે, બહિરાત્મજીવો

કીર્તિ માન પૂજા માટે ધર્મ કરે છે ત્યારે અન્તરાત્માઓ આત્માના હિતને માટે ધર્મ કરે છે બહિરાત્મજીવો જડ વસ્તુમા ધર્મ માને છે, ત્યારે અન્તરાત્માઓ આત્મામાજ ઉપાદાન અપેક્ષાએ ધર્મ માને છે બહિરાત્માઓ વ્યાકરણ–ન્યાય–જ્યોતિષ–વૈદકના જ્ઞાનથી પોતાને વિદ્વાન્ માને છે, ત્યારે અન્તરાત્માઓ અધ્યાત્મશાસ્ત્ર જ્ઞાનથીજ પોતાને ઉચ્ચ માને છે બહિરાત્માઓ પોતાને દીન–કગાલહીન ગણે છે, ત્યારે અતરાત્માઓ પોતાને અનતઋદ્ધિવાળા ગણે છે અને પોતાના આત્માને સદાકાળ ઉચ્ચ ભાવનાથી પોષે છે જેવી ભાવના તેવો આત્મા પરિણમે છે એમ સમજી અધ્યાત્મજ્ઞાનિયો સિદ્ધ સમાન શુદ્ધ સ્વરૂપની ભાવનાથી આત્માને પોષે છે પોતાના આત્માને નીચ મ ની પ્રાણી આત્માને ઉચ્ચ કરી શકતો નથી કેટલાક તો પોતાનો આત્મા સેવકરૂપેજ ત્રણ કાલમા રહેવાનો એમ માને છે પણ તેઓ જો પોતાના આત્માને અધ્યાત્મશાસ્ત્રમા ઉતારે તો તેઓ કબુલ કરશે કે–આત્મા **પરમાત્મારૂપે** બને છે કેટલાક લોકો ગાડરીયાપ્રવાહમા તણાતા એમ માને છે કે, અમો તો કદી મુક્તિ પામવાનાજ નથી, પણ તેઓ અધ્યાત્મશાસ્ત્રદૃષ્ટિથી પોતાના આત્માને મુક્તિ મળે એમ સમજી શકશે કેટલાક લોકો પોતાના આત્માને જે કૂળમા જે લિગ પ્રાપ્ત કર્યું હોય છે તેવો માને છે પણ અધ્યાત્મદૃષ્ટિથી તેઓ વિચારશે તો માલુમ પડશે કે જાતિ, કૂળ, લિગ એ આત્માને નથી આત્મા નિશ્ચયનયથી શુદ્ધ છે એવી દૃષ્ટિથી ધારણા ધાર્યા વિના માયાનો પડદો દૂર થતો નથી બાલ, યુવાન અને વૃદ્ધાવસ્થા એ ત્રણ અવસ્થાથી પણ આત્મા નિશ્ચયત જોતા ભિન્ન છે, કારણ કે ત્રણ અવસ્થાઓનો ક્ષય થઇ જાય છે પણ આત્માનો તો ક્ષય થતો નથી ઔદયિકભાવના જે જે ભેદો આત્માને પ્રાપ્ત થયા છે તે તે ભેદો વસ્તુત જોતા આત્માના નથી સ્ફટિકરત્નમા ભાસતી લાલ, પીલી વિગેરે

રગની-ઉપાધિ સ્ફટિકની નથી વસ્તુત લાલપીળી ઉપાધિ,સ્ફ ટિકની નથી તેમજ સ્ફટિકથી ન્યારી છે તેમજ આત્મારૂપ સ્ફટિક રત્નમા ભાસતી ઔદયિક ભાવની ઉપાધિ આત્માની નથી તેમજ તે આત્માથી ભિન છે ત્યારે ઔદયિક ભાવની ઉપાધિને પોતાની માની કેમ રાગ દ્વેષ કરવો જોઇએ ? વા ઔદયિકભાવની ઉપાધિથી પોતાના આત્માને તેવો માનવો- અને તેથી મુઝાવુ એ કેટલુ ભૂલ ભરેલુ છે ? અધ્યાત્મ જ્ઞાનીને તેવા પ્રકારની ઉપાધિ નડતી નથી તેમ આત્માર્થી આત્મનાની ઔદયિકભાવની ઉપાધિમા તલ્લીન થતો નથી ઔદયિકભાવની ઉપાધિમા હુ અને મારાપણુ તેજ બધન છે અને તેનાથી ભિન્નપણુ તેજ મુક્તિ છે ઔદયિકભાવ ની દૃષ્ટિથી જે લોકો પોતાના આત્માને દેખે છે, તે બધાય છે અને જે લોકો આદયિકભાવની દૃષ્ટિથી પોતાને દેખતા નથી પણ સ્વસ્વરૂપ જ્ઞાનથી તથા દર્શનથી પોતાને જાણે દેખે છે તે લોકો સસારમા બધાતા નથી હુ ને મારૂ એ અહભાવનુ કારણ પોતાના સ્વરૂપને નહિ જાણવુ, તે છે અધ્યાત્મજ્ઞાન થયાવિના આત્માનુ સ્વરૂપ જણાતુ નથી, અને તેથી બહિરાત્મદૃષ્ટિથી આત્મા પરને પોતાનુ દેખી મોટી ભૂલ કરે છે અધારે અજવાળુ ખરે દીવસ અધાર તે આજ જાણવુ પોતાના શુદ્ધ આત્મસ્વરૂપને દેખી તન્મય દૃષ્ટિથી જે ભવ્યાત્માઓ જીવન ગાળે છે, તેજ મહાત્માઓ જીવનમુક્તની કોટીમા પ્રવેશે છે જ્યાસુધી આત્મા મિથ્યાત્વ રજ્જુથી બધાએલ છે ત્યા સુધી તે પશુ સમાન છે, માટે મિથ્યાત્વરૂપ પાશ છેદવાને અધ્યાત્મ- શાસ્ત્ર જ્ઞાનરૂપ તરવારને ગ્રહણ કરવી જોઇએ ઘણા લોકો અજ્ઞાનથી મુઝાયલા એમ માને છે કે, આ કલિકાલમા અધ્યાત્મજ્ઞાન હોતુ નથી અને જે લોકો અધ્યાત્મજ્ઞાનને માટે પ્રયત્ન કરે છે તે બીચારા પામર છે આમ બોલનાર જીવ પોતે અજ્ઞાની છે, પોતાની દૃષ્ટિ ખુલી નથી, અને પોતે

અધ્યાત્મવસ્તુ શુ છે, તેનો ગંધ પણ લીધો નથી તેથી પોતે એવી કલ્પના કરે છે શ્રી આનંદઘનજી તથા શ્રી યશોવિજયજી વિગેરે અધ્યાત્મજ્ઞાની પુરૂષો થઇ ગયા આ કાલમા અધ્યાત્મ જ્ઞાનવિના સત્યશાંતિ અને સત્યસુખ મળતા નથી એમ શ્રી ઉપાધ્યાયજી અધ્યાત્મસારમાં કહે છે, ચાર વેદનો જ્ઞાતા હોય તોપણ અધ્યાત્મશાસ્ત્ર જ્ઞાનવિના કલેશ વહે છે

वेदान्यशास्त्रवित् क्लेशं, रसमध्यात्मशास्त्रवित्,
भाग्यभृद् भोगमाप्नोति, वहते चन्दनं खरः ॥ १ ॥

વેદ તથા અન્યશાસ્ત્રના જ્ઞાતા ફક્ત કલેશના ભોક્તા છે અને આત્મસુખરમના ભોક્તા તો અધ્યાત્મશાસ્ત્રનો જાણકાર છે, તે ઉપર દૃષ્ટાંત બતાવે છે જેમકે–ચંદનનો ભાર ગધેડું ઉપાડે પણ ચંદનનો ભોગ તો ભાગ્યવાન્ પામે છે, કલિકાલમા પણ તરતમ યોગે અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અધ્યાત્મજ્ઞાન હાલ વિદ્યમાન છે, અને તે અધ્યાત્મ સુખની પ્રાપ્તિ પણ હાલ થઇ શકે છે અધ્યાત્મ જ્ઞાનવિના તો સમકિતરત્નની પણ પ્રાપ્તિ નથી અધ્યાત્મ જ્ઞાની સંસારમા જલપંકજવત્ ન્યારો રહી શકે છે તેમજ અધ્યાત્મજ્ઞાનવિના બહિરાત્મપણું ટળતું નથી સાંસારિક સુખો ક્ષણીક છે માટે તેની લાલચ છોડીને અધ્યાત્મસુખની પ્રાપ્તિ કરવી જોઇએ તે સંબંધી શ્રી ઉપાધ્યાયજી કહે છે કે–

रसो भोगावधिः कामे, सद्भक्ष्ये भोजनावधिः,
अध्यात्मशास्त्रसेवाया, रसो निरवधिः पुनः ॥ २१ ॥
कुतर्कग्रंथसर्वस्वगर्वज्वरविकारिणी,
एति दृग् निर्मलीभावमध्यात्मग्रंथभेषजात् ॥२२॥
धनिनां पुत्र दारादि, यथा संसार वृद्धये,
तथा पांडित्यदृप्तानां, शास्त्रमध्यात्म वर्जितम् ॥२३॥

अध्येतव्य तदध्यात्म-शास्त्र भाव्य पुनः पुनः,
अनुष्ठेयस्तदर्थश्च देयो, योग्यस्य कस्यचित् ॥ २४ ॥

ભાવાર્થ—કામરસ ભોગવવાની અવધિ પર્યંત છે, મિષ્ટ ભોજનનો રસ જમવાના કાલ પર્યંત છે, અને અધ્યાત્મ શાસ્ત્રની સેવાનો રસ્તો નિરવધિ છે અથવા તેનો અંત નથી કુતર્કગ્રંથનો સર્વસ્વ અહંકાર તે રૂપ તાવથી વિકાર પામેલી દૃષ્ટિ છે તે અધ્યાત્મ ગ્રંથરૂપ ઔષધથી નિર્મલ થાય છે ધનવંત પુરૂષોને પુત્ર સ્ત્રી વિગેરે જેમ સંસારની વૃદ્ધિ માટે થાય છે, તેમ અભિમાની પંડિતોને અધ્યાત્મજ્ઞાન વિનાનું શાસ્ત્ર સંસારની વૃદ્ધિ માટે થાય છે માટે અધ્યાત્મશાસ્ત્રને વારંવાર ભણવું જોઇએ તેમ પુન પુન અધ્યાત્મશાસ્ત્રને હૃદયમાં ભાવવું તેમજ અધ્યાત્મશાસ્ત્રથી આત્મવર્તન ઉચ્ચ કરવું, અને યોગ્ય એવા પુરૂષને અધ્યાત્મશાસ્ત્રનું જ્ઞાન આપવું યોગ્યતાવિના અધ્યાત્મશાસ્ત્ર ફૂલ આપતું નથી કોઇ પુરૂષે બાજરીના દાણા સમુદ્રમાં નાખ્યા પણ તે નકામા ગયા તેમજ કોઈ પુરૂષે બાજરીના દાણા તળાવના જલમાં નાખ્યા પણ તે નકામા ગયા તથા કોઇ પુરૂષે બાજરીના દાણા ઉનાળાની રૂતુમાં વાવવામાટે ખેતરમાં નાખ્યા પણ તે દાણાઓને પંખી ખાઇ ગયા તેમજ કોઇ પુરૂષે બાજરીના દાણા ખારાપાટની જમીનમાં નાખ્યા, પણ તે નકામા ગયા તેમજ કોઇ પુરૂષે બાજરીના દાણા ઉખર ભૂમિમાં નાખ્યા તે પણ નકામા જેવા થયા તેમજ કોઇ પુરૂષે બાજરીના દાણા કાંટાવાળી ભૂમિમાં નાખ્યા તે પણ યથાર્થ ફળને આપનારા થયા નહી તેમજ કોઇ પુરૂષે વર્ષારૂતુમાં કાંટા વિગેરે કાઢી નાખી ભૂમિ શુદ્ધ કરી બાજરીના દાણા વાવ્યા અને તેની સંભાળ રાખી ત્યારે તે યથાર્થ ફળને આપનારા થયા, તેવીજ રીતે યોગ્ય પુરૂષને અધ્યાત્મજ્ઞાન આપવાથી તેની વૃદ્ધિ થાય છે શ્રી મુનિસુંદરસૂરિ પણ કહે છે કે—

## गाथा

जुग्गाहिं जुग्गपासे सोपुण जुग्गो गहिज्जए विहिणा,
संपुन्न सुहफलोज एवचिअ अन्नहा इअर ॥ १ ॥
रत्तो दुठो मूढो पूर्व्वि वुग्गाहिओ अचत्तारि,
उवएसस अणरिहा, अहवा सएहिं परिभुज्जाति ॥ २ ॥

યોગ્યતાવિના મત્ર પણ સિદ્ધ થતા નથી માટે અધ્યાત્મજ્ઞાનની રૂચિ જોઈને જ્ઞાન આપવુ આ સબધી પૂર્વે કહ્યુ છે, માટે હવે તે સબધી વિશેષ વિવેચન ન કરતા આગળ વિવેચન કરીશુ અધ્યાત્મશાસ્ત્રના જ્ઞાનવાળા પુરૂષો સાસારિક અનેક પ્રકારની ઉપાધિયોના સબધમા આવતા છતા પણ અન્તરથી ન્યારા રહે છે, તેમજ વળી અધ્યાત્મજ્ઞાનવાળા પુરૂષો શાતા અને અશાતાવેદનીયના ઇષ્ટ અને અનિષ્ટ સંયોગોને મધ્યસ્થદૃષ્ટિથી દેખી તેમા હર્ષ અને શોક ધારણ કરતા નથી અને સમતાનદીના તરગોમા આનદથી ઝીલે છે અધ્યાત્મજ્ઞાની શત્રુ અને મિત્રના સયોગોમા પણ રાગદ્વેષથી લેપાતો નથી, અધ્યાત્મજ્ઞાની સર્વજડભાવથી પોતાના આત્માને ભિન્નભિન્ન નિહાળે છે

દૂધ અને પાણી બે ભેગા થયા હોય છે તેને હસ ભિન્ન ભિન્ન કરી શકે છે, તેમજ અધ્યાત્મજ્ઞાની જડ અને ચેતન દ્રવ્યને ભિન્ન ભિન્ન કરે છે અધારા અને અજવાળાનો ભેદ જેમ જાત્યધ પુરૂષ કરી શકતો નથી, તેવીજ રીતે આત્મા અને જડનો ભેદ બહિરાત્મા કરી શકતો નથી જે જીવો ધર્મને સાધે છે તેજ જગતમા કૃતકૃત્ય જાણવા બાહ્ય જગતના પ્રપચમા સર્વ પ્રાણી ખુચેલા છે, અને તેમાથી કોઇક અધ્યાત્મજ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે અધ્યાત્મજ્ઞાની અન્યજીવો આગળ અધ્યાત્મસ્વરૂપને જણાવે તો જડજેવા જીવો તે વાત માનતા નથી કહ્યુ છે કે —

ઘૂકબાલને દિવ્યદ્રષ્ટિ થઈ, દિવાકર દેખાય,
કુદુ બઆગળ સત્ય કહે પણ, ગાડુ તેહ ગણાય
બુદ્ધિસાગર તેવુ જે, માગ તો મન સમજાયુ -અરૂખ.

અધ્યાત્મદષ્ટિનો પ્રકાશ કરવા માટે અધ્યાત્મશાસ્ત્ર કરતા પણ અધ્યાત્મજ્ઞાનિયોની સ ગતિ વિશેષ ફાયદાકારી છે, અનેક અધ્યાત્મશાસ્ત્રના ગ્ર થો વાચીને જેણે શુદ્ધ અધ્યાત્મરસ પ્રાપ્ત કર્યો છે, તેવા સદ્દગુરૂઓના ભક્તો લીલામાત્રમા અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ કરે છે સદ્દગુરૂની ભક્તિ કરીને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવામા આવે તો અધ્યાત્મજ્ઞાન મોક્ષરૂપ ફળને ત્વરિત આપે છે પત્થર વા લોકા ઉપર પાડેલા અક્ષરો જેમ જતા નથી તેમ ભક્તિથી અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવામા આવે છે તો કદી તેની ખુમારી ટળતી નથી વિનય અને ભક્તિથી જ્ઞાનાવરણીયકર્મના દળીયા ખરે છે, અને આવરણ ટળતા સ્વાભાવિક આત્મજ્ઞાન પ્રકાશે છે અને તેથી સ્વપરનો સાચો વિવેક પ્રગટે છે માસતુષમુનિને વિનયથીજ કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ હતુ આત્મા જો વીર્યશક્તિના ઉલ્લાસથી પોતાના સ્વરૂપમા રમે તો અર્ધ જ્વારમા ક્ષાયિકભાવે આત્મસુખને પ્રાપ્ત કરે છે અધ્યાત્મજ્ઞાનથીજ અધ્યાત્મચરણની પ્રાપ્તિ થાય છે શુદ્ધ ચેતના રગી થએલ આત્મા સિદ્ધ બુદ્ધ આત્મા કહેવાય છે અનત ક્ષાયિક ભાવની નવ લબ્ધિનો ભોક્તા અધ્યાત્મજ્ઞાની બને છે પરમ શુદ્ધ ચૈતન્ય શક્તિનો પ્રકાશી સહજ સ્વરૂપી આત્મા આદિ અનતમા ભાગે વર્તે છે અધ્યાત્મજ્ઞાનિનુ આચરણ સ સારથી વિચિત્ર હોય છે તેથી જગતના જીવો અધ્યાત્મજ્ઞાનિને ઉન્મત્ત માને છે ત્યારે અધ્યાત્મજ્ઞાની જાણે છે કે, જગત્ આધળુ છે કહ્યુ છે કે,—

'जग जाणे उन्मत्त ओ, ओ जाणे जग अंध,
ज्ञानि यु जगमें रह्यो, यु नहि कोइ संबंध ॥ १ ॥

કેપ્ટન જેમ આગબોટને ઇચ્છીત નગરે લેઇ જાય છે, તેમ

સાપેક્ષાએ સાતનયથી કથિત આત્મસ્વરૂપ માનતા હઠકદાગ્રહ રહેતો નથી તેમજ વળી કોઇ દર્શન ઉપર દ્વેષ થતો ન થી જૈનસ્યાદ્વાદદર્શનની ખુબી તો એ છે કે, આત્મતત્ત્વના જે જે ધર્મો છે તે અપેક્ષાએ સાચા છે તેથી આત્મતત્ત્વ ના જે જે ધર્મો જે જે દર્શનમા એકાતે કહેલા હોય છે તે પણ સ્યાદ્વાદવાદી સાપેક્ષબુદ્ધિથી તેને સમ્યક્પણે પરિ ણમાવે છે અને ચાર વેદ વિગેરે શાસ્ત્રોમા એકાતે કહેલુ આત્મતત્ત્વનુ સ્વરૂપ પણ નયની અપેક્ષાએ સમયક્પણે ગ્રહણ કરે છે પણ સ્યાદ્વાદજ્ઞાની વિનાના બાકીના જીવોને સ્યાદ્વાદદૃષ્ટિ ખુલી નથી તેથી તેઓ એકાતે આત્મતત્ત્વને સ્વીકારી હઠકદાગ્રહના આવેશમા સમતામૃતનુ પાન કરી શકતા નથી અધ્યાત્મજ્ઞાનથી સમકિત પામેલો જીવ મિ થ્યા દૃષ્ટિએ લખેલ એકાત શાસ્ત્રને પણ નયની અપેક્ષાએ સમજી સમ્યક્રૂપે પરિણમાવે છે અને સાતનયોથી પરસ્પ રની અપેક્ષા ન સમજનાર મિથ્યા દૃષ્ટિજીવ પીસ્તાલીશ આગમને પણ મિથ્યાત્વપણે પરિણમાવે છે સ્યાદ્વાદસ્વરૂપે આત્મસ્વરૂપ સમજીને અધ્યાત્મજ્ઞાની જીવ ષટ્દર્શનના ઝ ઘડાને પણ જીતી તેના પેલેપાર પહોચે છે, અને અધ્યા ત્મ જ્ઞાનીની માધ્યસ્થદૃષ્ટિ થવાથી સત્યને સત્યપણે પા રખે છે અને અસત્યને અસત્યપણે જાણે છે અનેકાતનય પૂર્વક અધ્યાત્મજ્ઞાન થયા બાદ, જીવ પ્રાય મિથ્યાત્વ જાળમાં પડતો નથી, માટે સાતનયપૂર્વક ષટ્દર્શનનુ સા પેક્ષપણુ સમજી અધ્યાત્મજ્ઞાન કરી આત્મામાં રમવુ આત્મા નિર્ભય નિરાકુળ અને જ્ઞાનપ્રકાશમય છે આત્માના જ્ઞાનમા સર્વ જગત્ જ્ઞેયપણે ભાસે છે દ્રવ્ય અને ભાવ એ બે પ્રકાર ના પરિગ્રહથી પણ આત્મા ભિન્ન છે છતા જ્ઞાનાદિકગુણ ઋદ્ધિમાન્ છે અતીતકાળમા પણ શુદ્ધાત્મદ્રવ્ય નિશ્ચયનયથી અભેદરૂપ હતુ હવે તો અનુભવમા પણ અભેદરૂપ ભાસે છે, અને ભવિષ્યકાળમાં પણ શુદ્ધ એકરૂપે રહેશે આત્મા

નો અનુભવ કરનારા પુરૂષે વિચારવાનુ છે કે, આત્માના-ગુણો અનેક છે, તેમા તન્મયતા કરી નિર્વિકલ્પરસામૃતનુ પાન કરવુ જોઇએ આત્માના મૂળસ્વભાવ વિના બાકી સર્વ વિભાવ જાણી તેમા ઉપયોગ જોડવો નહીં પોતાના શુદ્ધ સ્વરૂપમા તન્મય થઇને ચિદાનંદની ખુમારીમા અવધુત દશાને ભોગવવી જોઇએ

જે ક્રિયાથી શુદ્ધાત્મરસનો અનુભવ થાય તેજ અધ્યાત્મ-ક્રિયા જાણવી અને જે અધ્યાત્મદૃષ્ટિની દશા છે તેજ મુક્તિપથનુ કારણ છે, અહો યોગના સબધે વાયુયોગે જળ તરગની પેઠે આત્મા ચલાયમાન દેખાય છે પણ શુદ્ધ નિશ્ચયનયથી જોતા આત્મા ચલાયમાન નથી વળી આત્મા અખંડ જ્ઞાનમય છે અધ્યાત્મજ્ઞાનિયોને પરમોપાસ્ય આદેય છે આત્મા ઇન્દ્રિયોથી ગ્રાહ્ય નથી અને તે જ્ઞાનગમ્ય છે માટે શુદ્ધ જ્ઞાનથી આત્માને હૃદયમા ધારણ કરવો અને આત્મસ્વરૂપના ઉપયોગમાં રહેવુ અતીતકાળે અનતજીવ આત્માના ઉપયોગથી મુક્તિ પામ્યા, હાલ પામે છે અને પામશે

આત્મા શૂરવીર બની નવરસરગમા રમી અનહદ આનદની પ્રાપ્તિ કરે છે જ્ઞાનાદિકગુણથી વિભૂષિત થઈ આત્મા શૃગારરસમા રમે છે, આત્મા ઉજ્વલધ્યાનરૂપ તરવારથી કર્મની સાથે લડી કર્મની પ્રકૃતિયો ખેરવે છે, ત્યારે તે વીરરસનો ભોક્તા બને છે આત્મા ઉપશમાદિ રસમા ઝીલે છે, કોઈ જીવ ઉપર રાગદ્વેષભાવ ધારણ કરતો નથી, પોતાના આત્માની પરમ ભાવદયા ચિતવે છે, ત્યારે તે કરુણારસનો ભોક્તા કહેવાય છે જ્યારે આત્માને સ્વસ્વરૂપનો અનુભવ થાય છે, ત્યારે તેને ઉત્સાહ પ્રગટે છે, તે પ્રસગે પરભાવનુ નાટક અતરદૃષ્ટિથી ભિન્નપણે અવલોકતો હાસ્યરસનો ભોક્તા બને છે આઠ કર્મના, અનતપ્રદેશી દલીયાને વિદારણ કરતો રૈદ્રરસનો ભોક્તા આત્મા બને છે જ્યારે

સાપેક્ષાએ સાતનયથી કથિત આત્મસ્વરૂપ માનતા હઠકદાગ્રહ રહેતો નથી તેમજ વળી કોઇ દર્શન ઉપર દ્વેષ થતો થી જૈનસ્યાદ્વાદદર્શનની ખુબી તો એ છે કે, આત્મત - જે જે ધર્મો છે તે અપેક્ષાએ સાચા છે તેથી આત્મતત્ત્વ ના જે જે ધર્મો જે જે દર્શનમા એકાંતે કહેલા હોય તે પણ સ્યાદ્વાદવાદી સાપેક્ષબુદ્ધિથી તેને સમ્યક્‌પણે પરિ ણમાવે છે અને ચાર વેદ વિગેરે શાસ્ત્રોમા એકાંતે કહેલ આત્મતત્ત્વનુ સ્વરૂપ પણ નયની અપેક્ષાએ સમ્યક્‌પણે ગ્રહણ કરે છે પણ સ્યાદ્વાદજ્ઞાની વિનાના બાકીના જીવો સ્યાદ્વાદદૃષ્ટિ ખુલી નથી તેથી તેઓ એકાંતે આત્મતત્ત્વ સ્વીકારી હઠકદાગ્રહના આવેશમા સમતામૃતનુ પાન કરી શકતા નથી અધ્યાત્મજ્ઞાનથી સમકિત પામેલો જીવ મિ થ્યા દૃષ્ટિએ લખેલ એકાંત શાસ્ત્રને પણ નયની અપેક્ષાએ સમજી સમ્યક્‌રૂપે પરિણમાવે છે અને સાતનયોથી પરસ્પ રની અપેક્ષા ન સમજનાર મિથ્યા દૃષ્ટિજીવ પોતાનીશા આગમને પણ મિથ્યાત્વપણે પરિણમાવે છે સ્યાદ્વાદસ્વરૂપે આત્મસ્વરૂપ સમજીને અધ્યાત્મજ્ઞાની જીવ ષટ્‌દર્શનના ઝ ઘડાને પણ જીતી તેના પેલેપાર પહોચે છે, અને અધ્યા ત્મ જ્ઞાનીની માધ્યસ્થદૃષ્ટિ થવાથી સત્યને સત્યપણે પા રખે છે અને અસત્યને અસત્યપણે જાણે છે અનેકાંતનય પૂર્વક અધ્યાત્મજ્ઞાન થયા બાદ, જીવ પ્રાય મિથ્યાત્વ જાળમા પડતો નથી, માટે સાતનયપૂર્વક ષટ્‌દર્શનનુ સા પેક્ષપણે સમજી અધ્યાત્મજ્ઞાન કરી આત્મામા રમવુ આત્મા નિશ્ચય નિરાકુળ અને જ્ઞાનપ્રકાશમય છે આત્માના જ્ઞાનમા સર્વ જગત્ જ્ઞેયપણે ભાસે છે દ્રવ્ય અને ભાવ એ બે પ્રકાર ના પરિગ્રહથી પણ આત્મા ભિન્ન છે છતા જ્ઞાનાદિકગુણ રૂદ્ધિમાન્ છે અતીતકાળમા પણ શુદ્ધાત્મદ્રવ્ય નિશ્ચયનયથી અભેદરૂપ હતુ હવે તો અનુભવમાં પણ અભેદરૂપ ભાસે છે, અને ભવિષ્યકાળમા પણ શુદ્ધ એકરૂપે રહેશે આત્મા

વર્તમાનકાળમા અતીતકાળના અશુદ્ધપર્યાયવાળી માની અ વસ્થા નથી, હવે એક ક્ષણમાત્ર પણ શુદ્ધ દશાથી હું ભિન્ન થનાર નથી આની રીતે ભેદજ્ઞાનથી વિચાર કરનારો જીવ ત્યાગી થાય છે, અને વિશાળ દષ્ટિને પ્રકાશે છે, અને તેથી પોતાના શુદ્ધ સ્વભાવનુ દર્શન કરે છે

અધ્યાત્મજ્ઞાનથી અન્તરાત્મા શુદ્ધ અનુભવરસનો ભોગી બને છે, તેની શત્રુ મિત્રપર તેમજ સુવર્ણ અને પત્થર, મશાણ અને મહેલ, સ્ત્રી અને વિષ્ટામા સમાન બુદ્ધિ વર્તે છે, અને અન્તરાત્મા પોતાના અન્તરપ્રદેશમા વિચરીને સત્યાનંદ ભોગવે છે જ્ઞાનરૂપ પ્રકાશથી આશ્રવરૂપ મેઘના અધકારનો નાશ કરે છે, અને પરમસવરદશામા મોહનો ક્ષય કરી સમાધિને ભજે છે, જ્યા વિકલ્પ સકલ્પ નથી એવા પોતાના શુદ્ધ નિર્વિકલ્પ સ્વરૂપમા રહીને જીવતો છતો પણ મુક્તિના સુખનો ભોગ કરે છે આત્મા શરીર છતા પણ નિર્વિકલ્પદશામાં મુક્તિના સુખનો ભોગ ભોગવે છે તો શરીરરહિત થતા મુક્તિના સુખ ભોગવે એમા શુ આશ્ચર્ય ?

આત્મજ્ઞાની પચેન્દ્રિયના વિષયભોગથી સદાકાળ ન્યારો વર્તે છે જેમ કાદવમાથી ઉત્પન્ન થયેલુ કમળ રાત્રીદિવસ કાદવમા રહે છે તોપણ કાદવનો સ્પર્શ તે કમળને થતો નથી, કમળ નિર્લેપ રહે છે જેમ ગારૂડી-મત્રવાદી પોતાના શરીરને સર્પની પાસે કરડાવે પણ મત્રશક્તિના પ્રતાપે જેમ તેને વિષની અસર થતી નથી, જેમ જિહ્વાઇન્દ્રિય ઘૃત વિગેરે ચીકણા પદાર્થ ગ્રહણ કરે છે, પણ તેને ચીકાશ લાગતી નથી, તથા જેમ સુવર્ણ પાણીમા રહે છે પણ તેને કાટ લાગતો નથી, તથા શખ જેમ પચવર્ણી માટી ખાય છે તો પણ ધોળોજ રહે છે, અન્યરૂપે પરિણામ પામતો નથી, તેમ સમ્યગ્જ્ઞાની જીવ નાનાપ્રકારની ક્રિયા કરે છે, તોપણ તે ક્રિયાને પોતાના સ્વરૂપથી ભિન્ન માની તેમા લેપાતો નથી, અને કર્મરૂપ કલકને બાધતો નથી પૂર્વના

પુદ્ગલનુ અશુચિપણુ વિનાશીપણુ આત્મા વિચારે છે, ત્યારે તે બીભીત્સરસને ભોક્તા કહેવાય છે

આત્મા કર્મના વશે અશાતાવેદનીયને ભોગવે છે, ત્યારે તે ભયાનકરસનો ભોક્તા કહેવાય છે પ્રકારાતરે જ્યારે આત્મા ભાવહિંસામા પ્રવૃત્ત થાય છે ત્યારે તે ભયાનક કહેવાય છે જ્યારે આત્મા પોતાના અનત વીર્યને પ્રકટ કરવા પ્રયત્ન કરે છે, અને વીર્યશક્તિને પ્રગટ કરે છે ત્યારે અદ્ભુત રસનો ભોક્તા બને છે જ્યારે આત્મા રાગદ્વેષને નિવારી સ્વસ્વરૂપમા સ્થિર થાય છે ત્યારે આત્મા શાતરસનો ભોક્તા બને છે, આ નવરસને ભાવતો આત્મા પરમાનદ મહોદય પદ પ્રાપ્ત કરે છે

આત્મા પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી અસ્તિપણે વર્તે છે અને તેજ આત્મા પરદ્રવ્યના દ્રવ્ય, ક્ષેત્ર, કાલભાવથી નાસ્તિકપણે વર્તે છે

અહો ચેતનજી! હવે તમો પોતાનુ શુદ્ધસ્વરૂપ ઓળખીને જાગ્રત થાઓ જાગ્રત થાઓ મોહનિદ્રા છોડીને જાગ્રત થાઓ તુ શુદ્ધ ચિદાનદમય છે છતા જડ વસ્તુમાં કેમ રાચી માચીને રહે છે? માયારૂપ સપત્તિ હે આત્મા! તારી નથી છતા તેમા કેમ ઇચ્છા ધારણ કરે છે? માયાનો પ્રપચ કદી કોઇને સુખપ્રદ થયો નથી આવરણોને છેદી નાખી અનત જ્ઞાનપ્રકાશથી સર્વ ભાવનો પ્રકાશ કર, અનતદર્શનશક્તિથી સર્વ પદાર્થનો દ્રષ્ટા થા નિર્ણયમય તારી શુદ્ધ દશાને પ્રાપ્ત કરી જન્મ, જરા, મરણના રોગનો અત કર જ્યારે જીવને આત્મજ્ઞાન થાય ત્યારે તે કાયારૂપ કોટડીને ભિન્નદૃષ્ટિથી દેખે છે કર્મરૂપપલગ, માયારૂપ શય્યા અને કલ્પનારૂપ ચાદરને જુદા જુદા રૂપમા દેખે છે પરમાર્થ એ છે કે જ્ઞાની જીવ સમજે છે કે, આ સર્વ મને લાગેલી કલ્પના નથી છે વળી ચેતન વિચારે છે કે, અતીતકાલમાં શયનદશા લેનાર હુ જુદારૂપે હતો અને હાલ જુદારૂપે છુ

વર્તમાનકાળમા અતીતકાળના અશુદ્ધપર્યાયવાળી મારી અ વસ્થા નથી, હવે એક ક્ષણમાત્ર પણ શુદ્ધ દશાથી હું ભિન્ન થનાર નથી આવી રીતે ભેદજ્ઞાનથી વિચાર કરનારો જીવ ત્યાગી થાય છે, અને વિશાળ દષ્ટિને પ્રકાશે છે, અને તેથી પોતાના શુદ્ધ સ્વભાવનુ દર્શન કરે છે

અધ્યાત્મજ્ઞાનથી અન્તરાત્મા શુદ્ધ અનુભવરસનો ભોગી બને છે, તેની શત્રુ મિત્રપર તેમજ સુવર્ણ અને પત્થર, મશાણ અને મહેલ, સ્ત્રી અને વિષ્ટામા સમાન બુદ્ધિ વર્તે છે, અને અન્તરાત્મા પોતાના અન્તરપ્રદેશમા વિચરીને સત્યાનદ ભોગવે છે જ્ઞાનરૂપ પ્રકાશથી આશ્રવરૂપ મેઘના અધકારનો નાશ કરે છે, અને પરમસવરદશામા મોહનો ક્ષય કરી સમાધિને ભજે છે, જ્યા વિકલ્પ સ કલ્પ નથી એવા પોતાના શુદ્ધ નિર્વિકલ્પ સ્વરૂપમા રહીને જીવતો છતો પણ મુક્તિના સુખનો ભોગ કરે, છે આત્મા શરીર છતા પણ નિર્વિકલ્પદશામા મુક્તિના સુખનો ભોગ ભોગવે છે તો શરીરરહિત થતા મુક્તિના સુખ ભોગવે એમા શુ આશ્ચર્ય ?

આત્મજ્ઞાની પ ચેન્દ્રિયના વિષયભોગથી સદાકાળ ન્યારો વર્તે છે જેમ કાદવમાથી ઉત્પન્ન થયેલુ કમળ રાત્રીદિવસ કાદવમા રહે છે તોપણ કાદવનો સ્પર્શ તે કમળને થતો નથી, કમળ નિર્લેપ રહે છે જેમ ગારૂડી-મ ત્રવાદી પોતાના શરીરને સર્પની પાસે કરડાવે પણ મ ત્રશક્તિના પ્રતાપે જેમ તેને વિષની અસર થતી નથી, જેમ જિહ્વાઇન્દ્રિય ઘૃત વિગેરે ચીકણા પદાર્થ ગ્રહણ કરે છે, પણ તેને ચીકાશ લાગતી નથી, તથા જેમ સુવર્ણ પાણીમા રહે છે પણ તેને કાટ લાગતો નથી, તથા શ ખ જેમ પ ચવર્ણી માટી ખાય છે તો પણ ધોળોજ રહે છે, અન્યરૂપે પરિણામ પામતો નથી, તેમ સમ્યગ્જ્ઞાની જીવ નાનાપ્રકારની ક્રિયા કરે છે, તોપણ તે ક્રિયાને પોતાના સ્વરૂપથી ભિન્ન માની તેમાં લેપાતો નથી, અને કર્મરૂપ કલકને બાધતો નથી પૂર્વના

સચિતકર્મ ઉદયમા આવવાથી તેના સબધે સમકિતી જીવ ભોગને ભોગવે છે, તોપણ તે અન્તરથી ન્યારો રહી નવા કર્મના બધ કરતો નથી એ જ્ઞાન વૈરાગ્યશક્તિનો પ્રતાપ છે કહ્યુ છે કે-જ્ઞાનીકો ભોગ ભવી નિર્જરાકો હેતુહે જ્ઞાન અને વૈરાગ્યની અપૂર્વશક્તિથી આત્મા અતર્મુહૂર્તમા મુક્ત બને છે જે અધ્યાત્મજ્ઞાની હોય છે તે અવશ્ય વૈરાગ્યને ધારણ કરે છે, અધ્યાત્મજ્ઞાની મહાત્મા પ્રારબ્ધકર્મની ગ્રઝાળને વેદતો છતો પણ પોતાના જ્ઞાનપ્રકાશથી તરે છે અને બીજાને તારે છે આવી આત્મદશાની નિરૂપાધિસ્થિતિ સર્વ કરતા કોને પ્રથમ પ્રગટે? ઉત્તરમા કહેવુ પડશે કે, તેવી સ્થિતિ સર્વસગપરિત્યાગી મુનિનેજ પ્રગટે આત્મા પોતાની દશાનો ક્ષણે ક્ષણે વિચાર કરતો અસખ્યપ્રદેશમા ઉતરીને પોતાના પ્રદેશોમા લીન થઈ જાય છે ત્યારે તેને આ બાહ્યજગત્ એક સ્વપ્નસમાન ભાસે છે જ્યારે કોઈ પુરૂષ ઉઘતો હોય ત્યારે સ્વપ્ન આવે છે તેને તે દશામા સત્ય કરી માને છે પણ જ્યારે તે જાગે છે ત્યારે સ્વપ્નસૃષ્ટિ મિથ્યા લાગે છે, અને જ્યારે સ્વપ્નદશામા જાય છે ત્યારે દેખાતી દુનિયા નથી એમ ભાસે છે, આત્મા ખરેખર સ્વપ્ન અને જાગૃતદશાથી ભિન્ન શુદ્ધ ચૈતન્યદશાવાળો છે અને તે કેવલજ્ઞાને અનતપદાર્થને જાણે છે અને કેવલ દર્શને અનતપદાર્થને દેખે છે અધ્યાત્મદૃષ્ટિથી પોતે અને જડ વસ્તુઓ ભિન્ન ભિન્ન જણાય છે અહો! ચૈતન્યની આવી શુદ્ધ સ્થિતિ અનતભવમા ભમતા આજ જણાઈ, આવી સ્થિતિને પ્રાપ્ત થએલ પુરૂષ પોતાની ઐક્યતાની ટેક રાખે છે, પ્રથમ દ્વન્દ્વ અવસ્થામાં અને ભ્રમાવસ્થામા જે અનેકતા હતી તે સર્વ ટળી જાય છે, ઇન્દ્રિયસુખથી પરાઙ્મુખ થઈ કર્મની નિર્જરા કરે છે, કેવલજ્ઞાનસમુદ્રમા આત્મા સદાકાળ ઝીલે છે

" અજ્ઞાની કૂરકષ્ટ સહન કરે છે, અને પચાગ્નિ

પ્રમુખ તપ કરીને શરીરને બાળી નાખે છે, કોઈ અજ્ઞાની અગ્નિના ધુમાડાનુ પાન કરે છે, કોઇ નીચુ મુખ રાખી ઉર્ધ્વપગ કરી ઝૂલે છે, કોઇ કાશીમા કરવત લેઇ શરીરને છેદે છે, કોઇ સેવાળનુ ભક્ષણુ કરી કાયાને ગાળે છે કોઈ આકડાનુ પાન કરી તપ કરે છે, કોઈ દ્રવ્યથી મુનિવેષ લેઇ બાહ્યક્રિયામા મગ્ન રહે છે, પણ એવી અજ્ઞાનકષ્ટક્રિયા કરવાથી મુક્તિ થતી નથી જેમના હૃદયમા જ્ઞાનકળા જાગૃત થઈ હોય છે તેજ મુક્તિપદ પામે છે, પણ જેઓ કેવળ ક્રિયા કરનારા છે તેઓ તો ભ્રમમા ભૂલ્યા છે હે ભવ્યઆત્મા ! તુ નિશ્ચયથી સમજ કે સમ્યક્‌જ્ઞાનવિના મોક્ષ નથી—

ज्ञानविना व्यवहारको, कहा बनावत नाच,
रत्न कहो को काचकु, अत काचको काच

જેમ મનુષ્ય ફળ વિના ઉદ્યમ કરતો નથી તેમજ યોદ્ધો આત્મભોગ આપ્યા વિના જય મેળવતો નથી દેહ વિના પરમાર્થ થતો નથી, પ્રેમવિના રસની સ્થિતિ જણાતી નથી, અને ધ્યાનવિના મનની ગતિ દેખાતી નથી, તેમ આત્મજ્ઞાનવિના મુક્તિમાર્ગ સૂઝતો નથી જ્ઞાન એ અનત પ્રકાશી દિવ્યવસ્તુ છે, જ્ઞાનના પરમપ્રભાવથી અધ્યાત્મજ્ઞાનનો માર્ગ પ્રાપ્ત થાય છે, જ્ઞાનની જ્યોતિથી પ્રકાશમાન થએલા જ્ઞાનિયોની સ્થિતિ અનિર્વચનીય છે, હૃદયમા અધ્યાત્મજ્યોતિથી નિર્મલવિવેક પ્રગટે છે શ્રીવિજયલક્ષ્મી સૂરિ કહે છે કે—

अध्यातम वण जे क्रिया, तेतो वालक चाल,
तत्त्वारथथी धीछजो, नमो नमो क्रिया विशाल

અધ્યાત્મજ્ઞાનથી તદ્ધેતુ અને અમૃત ક્રિયાની પ્રાપ્તિ થાય છે તદ્ધેતુ અને અમૃતક્રિયાથી કેવલજ્ઞાન પ્રગટે છે કહ્યુ છે કે—

अनन विष गरल थके, चारगतिमें भमत,
तद्धेतु अमृतथके, केवलज्ञान लहत. ॥ १ ॥

આત્મજ્ઞાની પરમાત્મ સમાન પોતાની સત્તા ધારે છે, અને અસખ્યપ્રદેશોમા અભેદરૂપે રહેલી જ્ઞાનાદિક લક્ષ્મીનો ભોગી બને છે, શ્રી વિજયલક્ષ્મીસૂરિજી આત્મ દ્રવ્યનુ વર્ણન શ્રી મુનિ સુવ્રતનાથના સ્તવનમાં કરે છે, તે અત્ર ઉપયોગી હોવાથી લખવામા આવે છે —

श्री मुनिसुव्रत गुणनीलो, चरणादिक हो अनतगुण कदके,
केवली पण एक समयना, गुण जाणे हो नवी कहेवा
अमद्के श्री ॥ १ ॥

वचन अगोचर गुण थकी, भांगे अनत हो खलु होवे वाच्यके,
श्रुतधर केवली सारिखा, तेहमां पण हो कांइक कहेवायके
श्री. ॥ २ ॥

त्रिभुवन जीव गणवा विषे, स मयासी हो वर्ते समकालके,
अनतभवे पण क्षणिकनु, कहेवा असमर्थहो गुण दीन
दयालके श्री ॥ ३ ॥

असख्यप्रदेश आतमतणा, तेहमां पण हो कोइक प्रदेशके,
अस्ति नास्ति नित्यादिके, धर्म पर्यव हो गुण अनत
आवेशके श्री ॥ ४ ॥

सख्यातीत निज देशमा, गुण अनतता हो समाणी केमके,
लोकप्रदेश असख्य विषे, द्रव्य पर्यवहो समाये जेमके श्री ॥५॥

जीम व्यक्तिपणे गुणताहरे, तिम शक्तिथी हो माहरे छे नाथके;
उपादान समरे सही, शुभ हेतुथी हो प्रगटे निज आथके श्री ६

लोह मिटे पारस फरसथी, अबोधता हो तिम मनथी जायके,
सौभाग्यलक्ष्मी सूरि गुणनिधि, अवलवता हो तन्मय पद
थाय के श्री ॥ ७ ॥

શ્રી વિજયલક્ષ્મીસૂરિ કૃત આત્મદ્રવ્યની સ્તુતિમા આત્મદ્રવ્યનુ શુદ્ધસ્વરૂપ બતાવ્યુ છે, એવુ શુદ્ધાત્મ દ્રવ્ય સદાકાળ આરાધ્ય પૂજ્ય છે, શ્રી કેવલી વીરપ્રભુએ યથાર્થ શુદ્ધાત્મ દ્રવ્યને જાણ્યુ તેનો લાભ આપણે લેવો જોઇએ પરમશુદ્ધ ચિદાનદ પરમાત્માની હ્રુદયમા સદાકાળ ભાવના ભાવવી, હ્રુદયમા પરમાત્મ ભાવનાથી આત્મા અને પરમાત્માનો ભેદભાવ ટળી જાય છે. શ્રી આનદઘનજી કહે છે કે —

जिनस्वरूप थइ जिन आराधे, ते सहि जिनवर होवेरे,
भमरी इलिकाने चटकावे, ते भ्रमरी जग जोवे रे. पद् ॥

પરમાત્મસ્વરૂપની ભાવનાથી આત્મપ્રદેશોમા રહેલી જ્ઞાનાદિક શક્તિયો ખીલે છે, માટે હરતા ફરતા ખાતા પીતા સદાકાળ આત્માને વિષે પરમાત્મભાવના કરવી, તેથી ઉચ્ચજીવન બીજના ચદ્રની પેઠે વૃદ્ધિ પામે છે ભાવનાની અદ્ભૂત શક્તિ છે, સુખની ભાવના કરવાથી સુખ થાય છે અને દુ ખની ભાવના કરવાથી દુ ખ થાય છે, અનેક પ્રકારોના રોગો થતા પણ અધ્યાત્મજ્ઞાનથી નિરોગીપણાની ભાવના કરવાથી થતુ દુ ખ માલુમ પડતુ નથી, ભાવનાનુ સ્વરૂપ નીચે પ્રમાણે ગાયુ છે —

भावना जेवी तेवुज फल पावो, जेवु ध्येय तेवा थइ जावोरे
भावना.
रकनी भावना रकना दुःख दे, सुखिनी भावनाथी सुखो,
ध्येयस्वरूप टील थाता शुभाशुभ, आतममा सुख दुःखो रे.
भावना. ॥ १ ॥
शुभाशुभ सस्कार पडे छे टील, पुण्य पाप भावनाथी,
सस्कारथी मति तेवीज प्रगटे, लागे खरेज समज्याथी रे.
भावना ॥ २ ॥

दोषोनी भावनाथी दोषोना बीजने, वावे हृदयमांहि माणी,
गुणोनी भावनाथी गुण सस्कारने, प्रगटावे दील ज्ञानी रे
भावना ॥ ३ ॥

द्यल भ्रमरी भावना जोरथी, भृगी स्वरूप झट पावे,
सिद्ध स्वरूपने ध्याने विचारतां, सिद्ध बुद्ध पद पावे रे
भावना ॥ ४ ॥

उचने नीचपणु भावना जोरथी, थाशे हृदय ल्यो विचारी;
बुद्धिसागर सिद्ध ध्येयना ध्यानथी, सिद्ध स्वरूप जयकारी रे.
भावना ॥ ५ ॥

આ પદમા ભાવનાની અદ્ભૂત શકિત દર્શાવી છે, તે પ્રમાણે પરમાત્મભાવનાને સદાકાળ આત્મામા ભાવવી પરમાત્મભાવથી કર્મમેલ રહેતો નથી, અનેક પ્રકારના ઉપાધિના સયોગો પ્રાપ્ત થતા પણ અતરમાં પરમાત્મભાવનો પ્રવાહ વહેવડાવવો પરમાત્મભાવના એકક્ષણ વા ઘડીમાત્ર કરવાથી આનદઅનુભવ મળે તેમ આશા રાખશો નહીં રાત્રી અને દીવસ અતરથી પરમાત્મભાવના ભાવવી, પરમાત્મભાવનામા એવુ સામર્થ્ય છે કે, આત્માને પરમાત્મસ્વરૂપ મય કરે છે પરમાત્મભાવના મનથી ભાવવાની છે, તેમા-કંઈ બે પૈસાનુ ખર્ચ થવાનુ નથી પરમાત્મભાવના ભાવતા કઇ કોઇને આપવાનુ નથી પરમાત્મભાવના રોગીમનુષ્યને નિરોગી કરે છે શોકી પુરુષને શોકરહિત કરે છે દીનમનુષ્યને જિન કરે છે, પરમાત્મભાવના પરમામૃતની કયારી છે, પરમાત્મભાવનામા એવુ સામર્થ્ય રહ્યુ છે, તે શ્રાવક તથા સાધુના ગુણોને પ્રગટાવે છે, પરમાત્મભાવનારૂપ સૂર્ય હૃદયમા ઉગતા દોષરૂપ અધકાર તુર્ત નાશી જાયછે, જો અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કરવામા આવે તો પરમાત્મભાવનાનો માર્ગ સરળ થાય છે, શ્રીવીરપ્રભુએ **અપ્પા સો પરમપ્પા, આત્મા તેજ પરમાત્મા,** એવી ભાવનાભાવીને કેવલજ્ઞાન

પ્રાપ્ત કર્યું, શ્રી ભરતરાજાએ તથા આષાઢાભૂતિ આચાર્યે પરમાત્મભાવનાથી અલ્પકાલમા કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું, ઔદયિક ભાવમા તન્મય દૃષ્ટિવાળા જીવો પરમાત્મભાવના ભાવી શકતા નથી, ઔદયિકભાવથી પોતાના આત્માને જે ભવ્યો ભિન્ન જાણે-દેખે છે એવા અધ્યાત્મજ્ઞાનિયોજ પરમાત્મભાવનામા પોતાનુ જીવન ગાળે છે એક શ્લોકને ૧૦૮ એકસો આઠ વાર ગોખીને તન્મયચિત કરવામા આવે છે તો સદાકાળ તેની યાદી આવે છે તેમજ જે વસ્તુને પ્રિય ગણી તેનુ મનન કરવામા આવે છે તો તે સ્વપ્નામા પણ યાદી આવે છે, ત્યારે આત્મામા પરમાત્માની ભાવના કરીએ તો **પરમાત્મરૂપે** આત્મા પ્રકાશે તેમા કઈ આશ્ચર્ય નથી-

आतम सो परमातमा, परमातम सो सिद्ध,
बीचकी दुग्धा मिट गइ, प्रगट भइ मुजरूद्ध ॥ १ ॥

એક કરોડાધિપતિ હોયપણ તે પોતાને અનેક સયોગોમા દુખી દેખે તો શુ તેને કરોડ રૂપૈયાથી જરા માત્ર પણ સુખ મળવાનુ ના કદી નહી, કરોડ રૂપૈયા છતા પણ અતરની ભાવનામા દુખ ધારવાથી દુખીજ પ્રાણી થાય છે તેમજ કરોડ રૂપૈયા પોતાની પાસે ન હોય તોપણ સતોષ ભાવનાથી મનુષ્ય સુખી થાય છે ચારખડ નો બાદશાહ (શહેનશાહ) હોય પણ અતરમા અસતોષ ની ભાવનાથી દુખીજ હોય છે તેમજ પાસે ફક્ત એક બે વસ્ત્ર હોય અને એક પાત્ર હોય એવો અધ્યાત્મજ્ઞાની પરમાત્મ ભાવનાથી સતોષી બની ઇન્દ્ર કરતા પણ અનત ગુણુ અધિક સુખનો ભોગી બને છે સર્વ પ્રકારની ઉપાધિ રહિત થએલ આત્મા પરમાત્માની હૃદયમા ભાવના ભાવી સત્તામા રહેલી અનતલક્ષ્મીનો પ્રકાશ કરે છે આવુ ઉત્તમ શુદ્ધ ભાવનાનુ બળ હૃદયમા વિચારી સદાકાળ શુદ્ધાત્મભાવનામાં મસ્ત રહેવુ જે પુરૂષો શુદ્ધાત્મભાવના ભાવે

છે, તે પુરૂષો રાજાઓના પણ રાજા છે અને ઇન્દ્રોના પણ ઇન્દ્ર છે, જે પુરૂષો તીવ્ર વીર્યાવેશથી શુદ્ધભાવના ભાવે છે તે અલ્પકાળમા પરમાત્મારૂપ બને છે અને જે પુરૂષો પરમાત્મભાવનામા મંદવીર્યવાળા છે, અને થોડીવાર ભાવના ભાવે છે વળી થોડીવાર ભાવના ભાવતા નથી, તે લાબાકાળે પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે જેમ વાદળા એક ધારાએ જોરથી વર્ષે છે તો થોડીવારમા તળાવ ભરાઇ જાય છે અને ફરફરરૂપે વાદળા-ઘડી વર્ષે અને ઘડી વર્ષે નહી એમ-વર્ષે છે તો લાબાકાળે તળાવમા પાણી થાય છે આ દ્રષ્ટાતથી ભવ્ય મનુષ્યે સમજવાનુ કે ફરફરીયા મેઘની પેઠે પરમાત્મભાવના કરી થોડાકાળમા પરમાત્મસુખની આશા રાખીએ તે કેમ સિદ્ધ થાય? માટે રાગદ્વેષ ઉપાધિના અનેક સયોગો પ્રાપ્ત થતા પણ તીવ્રજોરમા બહુ પ્રેમ લાવી એક સ્થિર ચિત્તથી પરમાત્મભાવના ભાવવી આવી પરમાત્માની ભાવના અખડ ઉપયોગે શ્વાસોશ્વાસે તમે ત્રણ ચાર દીવસ સુધી કરી જુઓ તમને આત્મામા આનદના ઉભરા માલુમ પડશે અને તમારા આચરણમા વિચારમા તેમજ ઉચ્ચારમા મહા ફેરફાર થઇ ગએલો માલુમ પડશે પ્રસન્નચદ્ર રાજર્ષિના મનમા એક અતર્મુહૂર્તમા શુદ્ધ પરમાત્મભાવનાની ઐક્યતાથી કેવો ફેરફાર થયો, તે તમે જરા હૃદયમા વિચારો! તે કઈ બોલતા નહોતા તેમજ તેમનુ શરીર સ્થિર હતુ પણ અશુદ્ધ અને શુદ્ધ ભાવનાથી ખોટી અને શુદ્ધ દશામા કેટલો તફાવત થયો શ્રીકૃષ્ણજીએ તથા વીરા શાલવીએ અઢાર હજાર સાધુઓને વાદ્યા, પણ અતરની ભાવના શુભ હોવાથી શ્રીકૃષ્ણને ઉત્તમફળ પ્રાપ્ત થયુ, અને વીરા શાલવીને તેવુ ફળ પ્રાપ્ત થયુ નહી આત્મભાવનાનુ બળ અદ્ભુત શક્તિ ધરાવે છે એમ વિવેકી પુરૂષોને વિચારતા માલુમ પડશે દરેક મનુષ્યો ક્ષણે ક્ષણે મનમા કઇને કઇ સારી ખોટી ભાવના ભાવ્યા કરે છે અ

ધ્યાત્મજ્ઞાનિયો શુદ્ધાત્મભાવનાને ઈષ્ટ ગણે છે અને અશુદ્ધ ભાવનાનો પરિહાર કરે છે ત્યારે અજ્ઞાની પુરૂષો રાગદ્વેષરૂપ અશુદ્ધ ભાવના ભાવે છે, તેવા અજ્ઞાની જીવો શુદ્ધ ભાવનાનુ સુખ કયાથી ચાખી શકે? આત્મજ્ઞાન વિના અશુદ્ધ ભાવનાથી દરેક જીવો વાસીત હોય છે અહો! આ પ્રમાણે જાણતા છતા પણ આત્માની ઉન્નતિ માટે પ્રેમોત્સાહ ન પ્રગટે તો પાપનો ઉદય જાણવો આત્મા પરમાત્મારૂપ છે એમ જાણી આત્માની પરમાત્મસ્થિતિ કરવા જે ભાવનાદિપ્રયત્ન કરવો તેને અધ્યાત્મચારિત્ર કહે છે અધ્યાત્મજ્ઞાન પામ્યાથી અધ્યાત્મચારિત્રની પ્રાપ્તિ થાય છે, ચોથા ગુણઠાણાથી આત્મજ્ઞાન (અધ્યાત્મજ્ઞાન) ની પ્રાપ્તિ થાય છે, અને પશ્ચાત્ અધ્યાત્મચારિત્ર પ્રાપ્ત થાય છે, કેટલાક અધ્યાત્મજ્ઞાતા હોય છે પણ રાગદ્વેષને રોકી શકતા નથી વિષયના વિકારને રોકી શકતા નથી નિદ્રા, પ્રપચને રોકી શકતા નથી આવી તેમની સ્થિતિથી માલુમ પડે છે કે, અધ્યાત્મજ્ઞાનબાદ હેયરૂપ જે રાગદ્વેષ, નિદ્રાવિકથા વિગેરે દોષો તેના વેગોને ટાળવા માટે તેમણે જરા માત્ર પણ પ્રયત્ન કર્યો નથી, અશુભવિચારોને રોકવા જરા માત્ર પણ પ્રયત્ન કર્યો નથી હિસા જૂઠ વિગેરે દોષો ટાળવા જરામાત્ર પણ આત્મવીર્ય ફોરવ્યુ નથી અવિરતિને ટાળવા આધ્યાત્મક્રિયાનો આદર કર્યો નથી આત્મજ્ઞાની થયા બાદ પણ આત્મક્રિયા કરવાની જરૂર છે જ્ઞાનીવના ક્રિયા કરવાની સમજણ પડતી નથી શ્રી દશ વૈકાલીકમા કહ્યુ છે કે **પઢમ નાણ તઓદયા, પઢમ નાણતઓકિરિયા** જ્ઞાન થયા પૂર્વે ક્રિયા કરવી નહીં, એવા વિચાર ઉપર કોઇએ આવવુ નહી તે પહેલા પણ અભ્યાસરૂપ ક્રિયાઓ કરવાની જરૂર છે

ચોથા ગુણ ઠાણાથી માડી ચઉદમા ગુણસ્થાનક પર્યંત **અધ્યાત્મયી** ક્રિયા કહેલી છે, પણ તેમા, ગુણઠાણાની સ્થિતિ પ્રમાણે બહુ તરતમ ભેદ પડે છે ઉપર ઉપરના

ગુણઠાણે અધ્યાત્મક્રિયાની વિશુદ્ધિ થતી જાય છે, ઉપાદાનની અપેક્ષાએ અધ્યાત્મ જ્ઞાન અને અધ્યાત્મક્રિયાથી મોક્ષ છે ઉપાદાનકારણની સાથે નિમિત્તકારણ લેતા વ્યવહારજ્ઞાન અને વ્યવહારક્રિયાપણ મોક્ષના પ્રતિ કારણીભૂત છે ચોથા ગુણઠાણે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અને ત્યાથી અધ્યાત્મક્રિયા શરૂ થાય છે શ્રીયશોવિજયજી ઉપાધ્યાય અધ્યાત્મસારમા કહે છે,—

### श्लोक

अपुनर्वंधकाद् यावद्, गुणस्थान चतुर्दश,
क्रमशुद्धिमती तावत्, क्रियाध्यात्ममयी मता

આ પ્રમાણે ચોથા ગુણઠાણાથી અધ્યાત્મજ્ઞાન થાય છે તથા અધ્યાત્મક્રિયા પ્રાપ્ત થાય છે કેટલાક અધ્યાત્મ જ્ઞાનના અજ્ઞાની પડિત કહેવાતા મનુષ્યો શ્રીઉપાધ્યાયજી જેવા મહાત્માશ્રીની વાણીને અવગણીને કહે છે કે, તેરમે ગુણઠાણે અધ્યાત્મ હોય આ કાલમા અધ્યાત્મજ્ઞાન નથી, વિગેરે ભવાનદી વચનવિલાસોને પ્રકાશે છે પણ આત્માથી આત્મજ્ઞાનીસત્પુરૂષો દિવ્યજ્ઞાનરૂપ ચક્ષુથી આત્મતત્ત્વ દેખે છે તેથી તેઓ એવા મિથ્યાવાદી પડિતોની વાણીને હસી કાઢે છે, અને પરમકરૂણાદૃષ્ટિથી એવા જીવોના પ્રતિ જુએ છે અહો એવા લોકોને અધ્યાત્મજ્ઞાનદ્વારા અધ્યાત્મક્રિયાની પ્રાપ્તિ થાઓ, અધ્યાત્મક્રિયાવિના માનાદિક માટે લોકોને દેખાડવા જે લોકો ક્રિયા કરે છે તેવાઓને મુક્તિની પ્રાપ્તિ નથી, એમ શ્રીઉપાધ્યાયજી કહે છે યથા

### श्लोक

आहारोपधि पूजार्थि, गौरव प्रतिवधत.,
भवाभिनदी यां कुर्यात्, क्रियां साध्यात्मवैरिणी ॥ १

આહાર, ઉપધિ, માનપૂજા, ગૌરવના પ્રતિબધપણાર્થ

સ સારમા આન દ પામનાર મનુષ્ય અધ્યાત્મવૈરિણી એવી ક્રિયાને કરે છે

## શ્લોક.

शांतो दांतः सदा गुप्तो, मोक्षार्थी विश्ववत्सलः ॥
निर्दंभा या क्रिया कुर्यात्, साध्यात्मगुणवृद्धये. ॥ १ ॥

ભાવાર્થ—શાંત, દાંત, ગુપ્તેન્દ્રિય, મોક્ષાર્થી, વિશ્વ વત્સલ એવો પુરૂષ જે ક્રિયા કરે છે તે અધ્યાત્મગુણની વૃદ્ધિ માટે થાય છે જ્ઞાન અને ક્રિયાથી બે ભેદે અધ્યાત્મછે

## શ્લોક.

अतो ज्ञान क्रियारूपमध्यात्म व्यवतिष्ठते; ॥
एतत् मवर्धमान स्यात्, निर्दंभाचार शालिनाम्. ॥ १ ॥

જ્ઞાનક્રિયારૂપ અધ્યાત્મની વૃદ્ધિ નિર્દ ભાચારી પુરુષોને થાય છે, અધ્યાત્મજ્ઞાની ગીતાર્થ મુનિરાજ પ્રતિદિન આત્મામા ઉપાદેય બુદ્ધિ ધારણ કરી પુદ્ગલને હેયગણી તેમા રમતો નથી અધ્યાત્મજ્ઞાની ગીતાર્થમુનિ જે જે અપેક્ષાએ આચરે છે તે મોક્ષના માટે જ અસ ખ્ય યોગ મુક્તિ પામવાના કહ્યા છે તેમા પણ નવ પદ મુખ્ય છે અને નવ પદમા પણ જ્ઞાનદર્શન ચારિત્રાણિ મોક્ષ જ્ઞાનદર્શન, ચારિત્ર એ ત્રણ મોક્ષ માર્ગ છે ચારિત્રમા સદાકાળ અધ્યાત્મયોગી રમણતા કરે છે જ્ઞાનાય, તન્નિત્ય, યત્ન કાર્યો મહાત્મના પદની સ્થિતિ ઉપર વર્ણવી તે પ્રાપ્ત જ્ઞાન શ્રેષ્ઠ કારણ છે, માટે કાળ ઉદ્યમ કરવો જોઈએ જાણવાનુ રહેતુ નથી, એમ

## श्लोक

ज्ञाते ह्यात्मने नो भूयो, ज्ञातव्यमवशिष्यते,
अज्ञान पुनरेतस्मिन्, ज्ञानमन्यन्निरर्थकम् ॥ २ ॥
नवानामपि तत्त्वाना, ज्ञानमात्मप्रसिद्धये,
येनाजीवादयो भावा , स्वभेदप्रतियोगिन ॥ ३ ॥

આત્મતત્વ જાણે છે તેને અન્ય કઈ જાણવાનુ બાકી રહેતુ નથી જ્યાસુધી આત્માને જાણ્યો નથી ત્યા સુધી અન્યજાણેલુ સર્વ અજ્ઞાનરૂપ છે નવતત્વોનુ જ્ઞાન કરવુ છે તે પણ આત્મતત્વની સિદ્ધિને માટે જ જાણવુ જે વડે અજીવાદિ ભાવો પણ સ્વભેદ પ્રતિયોગી છે

## श्लोक

एक एवहि तत्रात्मा, स्वभावसमवस्थित ,
ज्ञानदर्शनचारित्रलक्षणप्रतिपादित ॥ ६ ॥
प्रभानैर्मल्यशक्तीना, यथा रत्नान्न भिन्नता,
ज्ञानदर्शनचारित्रलक्षणानां तथात्मन ॥ ७ ॥
आत्मनो लक्षणाना च, व्यवहारो हि भिन्नता,
षष्ठ्यादिव्यपदेशेन, मन्यते न तु निश्चय ॥ ८ ॥
घटस्य रूपमित्यत्र यथा भेदो विकल्पज
आत्मनश्च गुणाना च तथा भेदो न तात्त्विक' ॥ ९ ॥
शुद्ध यदात्मनो रूप निश्चयेनानुभूयते,
व्यवहारो भिदाद्वारानुभावयति तत्परम् ॥ १० ॥
वस्तुतस्तु गुणाना तद्रूपं न स्वात्मन पृथग्
आत्मास्यादन्यथानात्मा ज्ञानाद्यपि जड भवेत् ॥११॥
चैतन्य पर सामान्या सर्वेषामेकतात्मनाम् ॥
निश्चिता कर्मजनितो भेद पुनरुपप्लव ॥

ભાવાર્થ—શુદ્ધ એક આત્મા સ્વસ્વભાવે સમવસ્થિત છે, જ્ઞાનદર્શનચારિત્ર એ વિશેષગુણ લક્ષણોવાળો આત્મા છે જેમ પ્રભાનિર્મલતા શક્તિની ભિન્નતા રત્નથી નથી, તેમજ જ્ઞાનદર્શન ચારિત્ર પણ આત્માથી ભિન્ન નથી આત્મા અને લક્ષણોની ભિન્નતા ષષ્ઠી વિભક્તિના વ્યવહારથી છે, પણ નિશ્ચયનયથી ભિન્નતા નથી જેમ ઘટ અને ઘટનુ રૂપ એ બેને ભેદ વિકલ્પમાત્ર છે, તેમ આત્મા અને ગુણોનો ભેદ વિકલ્પમાત્ર છે, વસ્તુત જોતા આત્મા અને આત્માના ગુણોનુ અભેદપણુ છે, આત્માનુ શુદ્ધ સ્વરૂપ નિશ્ચયથી અનુભવાય છે, નિર્વિકલ્પદશામા તેનો પુરેપૂરો અનુભવ થાય છે, અને તેથી બાહ્યદશાનું ભાન ભૂલાતા સહજાનદ પ્રગટે છે, મનની નિષ્ક્રિય અવસ્થામા આત્માની સિદ્ધિયો પ્રગટ થાય છે, તે પણ નિશ્ચયથી આત્માનો શુદ્ધાનુભવ જ સમજવો, અને વ્યવહારથી ભેદનો અનુભવ થાય છે, વસ્તુત જોતા ગુણોનુ અને આત્માનુ સ્વરૂપ ભિન્ન નથી, ગુણ અને ગુણી એકજરૂપ છે, જો જ્ઞાનાદિક ગુણથી આત્મા ભિન્ન હોય તો આત્મા જડ થઇ જાય, કારણ કે જ્ઞાનથી ભિન્ન જે જે વસ્તુઓ છે તે જડ કહેવાય છે આત્મા જ્ઞાનથી ભિન્ન નથી માટે તે ચેતનાલક્ષણ વિશિષ્ટ ચેતન કહેવાય છે, ચૈતન્યપર સામાન્યરૂપી સર્વ આત્માઓની એકતા છે, અને કર્મનો ભેદ તેતો નિશ્ચયથી જોતા વિટબનારૂપ છે, વ્યવહાર અને નિશ્ચયનયની દષ્ટિનો ભેદ કહે છે—

## श्लोक

मन्यते व्यवहारस्तु भूतग्रामादिभेदत'
जन्मादेश्च व्यवस्थातो मिथो नानात्वमात्मनाम् ॥ १३ ॥
न चैतन्निश्चये युक्त भुक्त भूतग्रामो यतोखिलः
नामकर्मप्रकृतिज' स्वभावो नात्मनो पुन. ॥ १४ ॥

જીવસમુદાયના ભેદથી તથા બાલ, યુવાન, વૃદ્ધ અવસ્થાના ભેદથી જીવોનુ ભિન્ન ભિન્નપણુ છે પણ નિશ્ચયનય આવો કર્મનો ઉપાધિભેદ દૂર કરી અભેદપણુ સ્વીકારે છે નામ કર્મજનિત શરીરાદિ ભેદ છે તે નિશ્ચય નયથી આત્માના નથી, આત્મા પરમબ્રહ્મરૂપ સમાધિ અવસ્થાને પામી અક્ષર અખંડ નિર્ભય અજ અમર અકલંક, અવિનાશી ધ્રુવ એવા પોતાના સ્વરૂપમા ખેલે છે આવી શુદ્ધ આત્મસ્વરૂપ સમાધિને પ્રાપ્ત કરી ભવ્યજીવો સંસારસમુદ્રને તરી જાય છે આત્મજ્ઞાની યમ-નિયમ, આસન, પ્રાણાયામ–પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ યોગના ભેદને અનુક્રમે પામે છે, શ્રી ગૌતમસ્વામીને આત્મપદારાધન કરતા અઠ્ઠાવીશ લબ્ધિયો ઉત્પન્ન થઇ હતી હાલ પણ એ યોગના અંગોને આરાધે છે તેને આત્મલબ્ધિયો ઉત્પન્ન થાય છે આત્મજ્ઞાની આત્મયોગને પ્રાપ્ત કરી અક્ષય નિર્મલપદ પ્રાપ્ત કરે છે, યોગના ચાર અંગ વ્યવહાર ચારિત્રમા સમાય છે, અને ઉત્તરના ચાર અંગ નિશ્ચય ચારિત્રમા સમાય છે સહજયોગી ઉત્તર અંગ પ્રાપ્ત કરે છે, હઠયોગી પ્રાણનો રોધ કરી હઠસમાધિની સ્થિતિ પ્રાપ્ત કરે છે, પણ રાગદ્વેષનો ક્ષય થતો નથી જ્ઞાનયોગી રાગદ્વેષનો ક્ષય કરે છે હઠયોગી જો સહજયોગ સમાધિને પ્રાપ્ત નહિ કરે તો પરમબ્રહ્માવસ્થાને પ્રાપ્ત કરી શકતો નથી હઠયોગી દેવતાના ચમત્કારમા લોભાય છે, બીજાને શ્રાપ આપે છે, પણ તે માયાનો નાશ કરી શકતો નથી, માટે પ્રથમના ચાર અંગ સાધીને ઉપરના પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ ચાર અંગ પ્રાપ્ત કરવા જોઇએ આત્મજ્ઞાનથી આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવુ એજ સિદ્ધાંતનુ રહસ્ય છે અધ્યાત્મ સ્વરૂપનુ વર્ણન કેવલીથીપણ પૂર્ણ કહી શકાતુ નથી, તો મારાથી તો શીરીતે કહીશકાય ? એતો સ્પષ્ટ

વાત છે અધ્યાત્મ તત્ત્વની સાથે યોગતત્ત્વનો નિકટ સબંધ છે અને સાપેક્ષ બુદ્ધિથી તે બેની એકયતા પણ થાય છે તેમ જ આવસ્યક્રિયાદિ યોગનો પણ અધ્યાત્મ તત્ત્વની સાથે નજીકનો સબંધ છે અધ્યાત્મજ્ઞાની છ આવશ્યક ક્રિયાનો પૂર્ણરીત્યા આદરકરી આત્મ જીવનની વૃદ્ધિકરે છે, અધ્યાત્મ-શાસ્ત્રની સાથે ભક્તિયોગનો પણ પૂર્ણ સબંધ છે, અણાગયોગનુ આ સ્થળે વિવેચન કર્યું નથી, સબંધ હશે તો તે સબંધી આગળ વિવેચન થશે આત્મતત્ત્વનુ વિવેચન અનેક કારણોને લીધે અનુક્રમ પૂર્વક કરાયુ નથી જેવી જેવી આત્મામા જ્ઞાનની સ્ફુરણા થઇ તેવુ તેવુ લખાયુ છે, પરસ્પર નયોની સાપેક્ષતા વાચકે સમજીલેવી કોઇ સ્થળે સમજણ ન પડેતો સદ્ગુરૂને પૃચ્છા કરી નિર્ણય કરવો, અધ્યાત્મતત્ત્વમા સદ્ગુરૂ મુનિરાજની આજ્ઞાલેઇ પ્રવેશ કરવો, પરસ્પર નયોની સાપેક્ષતાથી સ્યાદ્વાદશાશનમા યથાર્થ અધ્યાત્મતત્ત્વ પ્રકાશે છે તે જાણવાથી એકાત અધ્યાત્મજ્ઞાન જે કહેવાય છે તેનો પરિહાર થાય છે શ્રી હરિભદ્ર તથા શ્રી ઉમાસ્વાતિ તથા શ્રીજિનભદ્રગણિ તથા શ્રીહેમચદ્રાચાર્ય, જેવા ધર્મધુરધર જ્ઞાનિયોગી મુનિરાજેએ અધ્યાત્મ શક્તિયોને પ્રાપ્ત કરી વીતરાગ ધર્મની વૃદ્ધિ કરી છે આ પ્રબધ સમાપ્ત કરતા કેટલુક કહેવાનુ છે તે ધ્યાનમા લેવુ જોઇએ, તપશ્ચર્યામા ક્રોધ દૂષણ છે ક્રિયામા નિદા વસે છે તેવી રીતે અધ્યાત્મજ્ઞાની બની શુષ્કજ્ઞાની ન થવુ જોઇએ જોકે જેનામાથે સદ્ગુરૂ ગાજેછે, અને જે સદ્ગુરૂને પ્રભુ સમજી તેમની આજ્ઞામા સદા કાળ વર્તે છે, અને તન, મન, ધનથી શ્રી સદ્ગુરૂ મુનિરાજને અધિક ગણે છે તેમને તો શુષ્કજ્ઞાનીપણુ પ્રાપ્ત થાયજ નહી શ્રી સદ્ગુરૂ મુનિરાજની આજ્ઞામા ધર્મ છે કેટલાક લોકો સદ્ગુરૂ મુનિના વિના મોટી મોટી વાતો કરે છે, પણ તેમના મુખથી સાધુ મહારાજાઓની નિદાના શબ્દો સાભળીએ છીએ

કેટલાક વાચિક જ્ઞાનિયો તો સ્વછંદી બની હોળીના છોક રાની પેઠે આચરણ આચરે છે ભવ્ય જીવોએ, માધ્યસ્થ દૃષ્ટિથી ચોરાશીગચ્છની જુદી જુદી ક્રિયાના ભેદો જાણી સાર એ ચવો અને કોઈના ખંડન મંડનમાં પડવું નહિ સત્ય લાગે તે ગ્રહણ કરવું અધ્યાત્મ તત્ત્વમા કોઈ ગચ્છનો જુદો મત નથી નવતત્ત્વમા કોઈ ગચ્છનો જુદોમત નથી, માટે જે જે ભેદો દેખાય તે તરફ માધ્યસ્થદૃષ્ટિની ભાવનાથી વતી ભ્રાતૃભાવમા વધારો કરવાથી સત્યતત્ત્વોનો વિશેષત પ્ર કાશ થશે, પોતાના ધર્મની મહત્તા ખુબી બતાવવાથી અન્ય લો કોમા વિશેષત ધર્મનો ફેલાવો થશે હુ જે કહુ છુ તથા લખુછુ, તેમાથી ભવ્યજીવોએ નયોની સાપેક્ષતાથી સાર એ ચવો સાપેક્ષબુદ્ધિથી સમજતા અધ્યાત્મતત્ત્વ હૃદયમા પરિણામ પામશે અને નિરપેક્ષ બુદ્ધિથી વાચતાં તથા સાંભળતા વિપરીત પરિણમન થશે કોઇ પણ પુરૂષે લેખ લખ્યો હોય વા વ્યાખ્યાન આપ્યુ હોય, તેના ઉપર ઇર્ષ્યા કરવી નહી, તેના કરતા સારા લેખ અને સારૂ વ્યાખ્યાન આપવામા આવશે તો ભવ્ય જીવો અલબત વિશેષ લાભ લેશે. બીજાએ જે કાર્ય કર્યુ હોય તેના કરતા બોલીને અને લખીને સારૂ કાર્ય કરી બતાવવુ એમા પ્રભુતા છે, પણ તેવી પોતાનામા શક્તિ ન હોય અને તે પ્રમાણે ગુણીનો ગુણ ન ગ્રહણ કરાય તો આત્મા નીચકોટીમાથી ઉચ્ચકોટીમા પ્રવેશ કરી શકતો નથી, સદ્ગુણ જ્યા ત્યાથી ગ્રહણ કરવા ઘણા જૈનબાંધવો પોતાના ધર્મમા કહેલા અધ્યાત્મઆદિ તત્ત્વોને ગુરૂગમદ્વારા સમજી શકતા નથી અને તેથી તેઓ સમજ્યા વિના અને તેઓ પોતાના દર્શનમા કહેલા તત્વો તપાસ્યા વિના એક દમ પરધર્મમા પ્રવેશ કરે છે આશા છે કે હવે શ્રી વીરપ્રભુના કહેલા તત્વનો ખુબસૂક્ષ્મ બુદ્ધિથી અભ્યાસ કરી માધ્યસ્થ વીતરાગ ધર્મની ખુબીઓ સમજી આખી દુનિ

યાના જીવોને પરમાત્મ પદ પ્રાપ્ત કરાવવા પ્રયત્ન કરશે. અધ્યાત્મ જ્ઞાનિ સદ્ગુરૂઓને તરતમયોગે લબ્ધિયોની પ્રાપ્તિ થાય છે અને તેથી તેઓ પ્રસગ આવતા સદ્ધર્મની પ્રભાવના કરે છે શ્રીઆનદઘનજીને ઘણી શક્તિયો પ્રાપ્ત થઇ હતી શ્રીચિદાનદ કપૂરચદજી મહારાજા આકાશમા વિહાર કરી શકતા શ્રી હેમચદ્રજીએ શ્રી કુમારપાળરાજાને દૈવિક તથા આત્મિક શક્તિયો બતાવી જૈનધર્મમા દૃઢ કર્યો, શ્રીબપ્પભટ્ટ સૂરિજીએ આમ્રરાજાને જૈનધર્મી બનાવ્યો શ્રીપાદલિપ્ત આચાર્યે નાગાર્જુનને જૈનધર્મી બનાવ્યો, અનેક મહાત્મા મુનિરાજાઓએ આત્મશક્તિયોને પ્રાપ્ત કરી છે હાલ પણ જિનશાસન જયવત વર્તે છે, સમયાનુસારે અધ્યાત્મ યોગિયો આત્મશકિતના બળે અનેક ધર્મના કૃત્યો કરે છે અને જગતના જીવોને દુ ખની બેડીમાથી કાઢે છે અને રાગદ્વેષથી બળતા એવા મનુષ્યોને પરમ ભાવ દયારૂપ મેઘવૃષ્ટિથી શાત કરે છે અધ્યાત્મ તત્વ કઈ આખે દેખાતુ નથી તેમજ કઈ તે સુઘાતુ નથી અધ્યાત્મતત્વને દિવ્ય જ્ઞાનચક્ષુથી દેખી શકાય છે, અધ્યાત્મ તત્વસાધકોએ પ્રતિદિન સદ્ગુરૂની આજ્ઞાપ્રમાણે આત્માની ઉન્નતિ કરવા પ્રયત્ન કરવો, આજને આજ નિશાળમા બેઠા અને વિદ્યાગુરૂ કર્યા કે તુરત કઇ બી એ ની પરીક્ષા પસાર કરાતી નથી હજારો વિદ્યાર્થિઓ અભ્યાસ કરવા બેસે છે કોઈ પહેલીભણી ઉઠી જાય છે કોઇ બીજી ચોપડી અને કોઇ મેટ્રીકસુધી ભણી ઉઠી જાય છે અને કોઇ એમ એ ભણી ઉઠી જાય છે પાચમી ચોપડીના અભ્યાસીને એમ એની કલાસના સિદ્ધાતોની સમજણ રહેતી નથી તેમ અધ્યાત્મકોટીમા પણ કોઇ એક શ્લોક વાચે, કોઇ, પાચ શ્લોક, કોઇ, અર્ધ અભ્યાસ કરે, પણ પૂર્ણ અધ્યાત્મ શાસ્ત્રના અભ્યાસવિના પૂર્ણ આત્મસ્વરૂપનો અનુભવ થતો નથી, સદ્ગુરૂમુનિરાજ પાસે અધ્યાત્મતત્વ ભણવા બેઠા કે તુત તમને સર્વ આવડશે નહિ,

કેટલાક વાચિક જ્ઞાનિયો તો સ્વછંદી બની હોળીના છોક રાની પેઠે આચરણ આચરે છે ભવ્ય જીવોએ, માધ્યસ્થ દૃષ્ટિથી ચોરાશીગચ્છની જુદી જુદી ક્રિયાના ભેદો જાણી સાર ખેચવો અને કોઇના ખડન મડનમાં પડવુ નહિ સત્ય લાગે તે ગ્રહણ કરવુ અધ્યાત્મ તત્ત્વમા કોઇ ગચ્છનો જુદો મત નથી નવતત્ત્વમા કોઇ ગચ્છનો જુદોમત નથી, માટે જે જે ભેદો દેખાય તે તરફ માધ્યસ્થદૃષ્ટિની ભાવનાથી વતી ભ્રાતૃભાવમા વધારો કરવાથી સત્યતત્ત્વોનો વિશેષત પ્ર કાશ થશે, પોતાના ધમ ની મહતા ખુબી બતાવવાથી અન્ય લો કોમા વિશેષત ધર્મનો ફેલાવો થશે હુ જે કહુ છુ તથા લખુ છુ, તેમાથી ભવ્યજીવોએ નયોની સાપેક્ષતાથી સાર ખેચવો સાપેક્ષબુદ્ધિથી સમજતા અધ્યાત્મતત્ત્વ હૃદયમા પરિણામ પામશે અને નિરપેક્ષ બુદ્ધિથી વાચતાં તથા સાભળતા વિપરીત પરિણમન થશે કોઇ પણ પુરૂષે લેખ લખ્યો હોય વા વ્યાખ્યાન આપ્યુ હોય, તેના ઉપર ઇર્ષ્યા કરવી નહી, તેના કરતા સારા લેખ અને સારૂ વ્યાખ્યાન આપવામા આવશે તો ભ ય જીવો અલબત વિશેષ લાભ લેશે. બીજાએ જે કાર્ય કયુ હોય તેના કરતા બોલીને અને લખીને સારૂ કાર્ય કરી બતાવવુ એમા પ્રભુતા છે, પણ તેવી પોતાનામાં શક્તિ ન હોય અને તે પ્રમાણે ગુણીનો ગુણ ન ગ્રહણ કરાય તો આ મા નીચકોટીમાથી ઉચ્ચકોટીમા પ્રવેશ કરી શકતો નથી, સદ્ગુણ જ્યા ત્યાથી ગ્રહણ કરવા ઘણા જૈનબાધવો પોતાના ધર્મમા કહેલા અધ્યાત્મઆદિ તત્ત્વોને ગુરૂગમદ્વારા સમજી શકતા નથી અને તેથી તેઓ સમજ્યા વિના અને તેઓ પોતાના દર્શનમા કહેલા તત્વો તપાસ્યા વિના એક દમ પરધર્મમા પ્રવેશ કરે છે આશા છે કે હવે થી વીરપ્રભુના કહેલા તત્વનો ખુબસૂક્ષ્મ બુદ્ધિથી અભ્યાસ કરી માધ્યસ્થ વીતરાગ ધર્મની ખુબીઓ સમજી આખી દુનિ

## મુનિ શ્રી બુદ્ધિસાગરજીનું ભાષણ.

तुभ्य नमस्त्रिभुवनार्तिहराय नाथ ।
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ॥
तुभ्य नमस्त्रिजगतपरमेश्वराय ।
तुभ्य नमो जिन भवोदधिशोषणाय ॥

આ પ્રમાણે મગળાચરણ કરીને જણાવ્યુ કે—યોગવિદ્યાની પ્રાપ્તિ કરવી એ આ ભાષણનો મુખ્ય ઉદ્દેશ છે સામાન્ય રીતે લોકો પ્રાણને રૂધવાને ગુફામા પડી રહેવું અને આળસુ થવુ તેને યોગ કહે છે, પણ તે ખરોયોગ નથી, કારણ કે યોગની ખરી વ્યાખ્યા નીચે મુજબ છે

योगश्चित्तवृत्ति निरोध.

ચિતવૃત્તિનો નિરોધ કરવો તે યોગ

સકલ્પવિકલ્પનો ત્યાગ કરવો, માયાનો ત્યાગ કરવો ને આત્માનો વિચાર કરવો તેનુ નામ યોગ યોગમાર્ગ કોઈ નવો માગ નથી, પણ તે અનતકાળથી હયાતી ધરાવે છે, અને તેનો હેતુ માયાનો નાશ કરવાનો અને આત્માનુ જ્ઞાનસ્વરૂપ ખીલવવાનો છે, કારણકે વિજ્ઞાનઘન એવો આત્મા જ્ઞાનના સમુહરૂપ છે તે ત્રણ ભુવનના સવ પદાર્થોને જાણવાને સમથ છે, પણ તેની શકિત હાલ ગુપ્ત રહેલી છે, તો તે પ્રકટ કરવાને યોગનો આશ્રય ગ્રહણ કરવો યોગના આઠ અગ છે, તેમા પ્રથમ અગ યમ છે યમના પાચ વિભાગ પાડવામા આવ્યા છે અહિસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અહિસા સત્ય અને ચોરી નહી કરવી તે તો સામાન્ય રીતે સર્વે કોઇ સમજે છે, બ્રહ્મચર્ય વૃત ગ્રહણ કરવુ એટલે વીર્યશકિત જાળવવી અને તેની સાથે આત્માની શકિત પણ સાચવી રાખવાની જરૂર છે, અપરિગ્રહ—મૂર્છાનો ત્યાગ કરવો ચારે વર્ણ યોગ માર્ગ પ્રાપ્ત કરવાને સમર્થ છે, જગતમા ચારે

સમતા રાખશો આત્મશ્રેય સાધકોએ યાદ રાખવુ કે કોઇ જીવો અધ્યાત્મતત્વની અરૂચિવાળા હશે કોઇને આ વાત ગમે નહિ કોઈ વિરૂદ્ધ ભાષણથી અપજ્ઞાનીની શ્રદ્ધા ફેરવી નાખશે, માટે મારે પૂર્ણ વશ્વાસ પ્રથમથી રાખવાની જરૂર છે યોગ્યતા પ્રમાણે હળવે હળવે તત્વનુ જ્ઞાન થશે, તેથી અ ધીરા બનશો નહી, માન, પૂજા, કીર્તિ, લજ્જા, ભય, દુનિયાદારી, અનેક પ્રકારની સ્વાર્થ આશાઓનો ત્યાગ કરવાની મરજી હોયતો અધ્યાત્મતત્વ માર્ગમા પ્રવેશ કરશો યોગ્ય તાવિના કલ્યાણ પણ થશે નહી, ભવ્યજીવોની ઉચ્ચ સ્થિતિ કરાવી આત્મસુખનો અનુભવ જિનાજ્ઞાનુસાર કરાવનો એ ગુરૂનુ પરમાર્થ બુદ્દિનુ કતવ્ય છે માટે તેમની આજ્ઞા માની શ્રદ્ધા કરી અધ્યાત્મ માગમા પ્રવેશ કરશો શ્રી વીરપ્રભુએ કહેલા તત્વોનો સદગુરૂ પ્રકાશ કરી ભવ્યજીવોને લાભ આપે છે, તેથી સદગુરૂના ઉપકારને કોઈ પહોચે તેમ નથી અધ્યાત્મતત્વ પ્રાપ્ત કરવા શ્રી સદગુરૂના શરણે જવુ વૈદ્યની આજ્ઞાવિના ગમે તે ઔષધ ભક્ષણ કરવાથી શરીરની જેવી અવસ્થા થાય છે તેવી સદગુરૂની આજ્ઞા વિના સ્વ છદી જીવોની થાય છે "માથા સાટે માનજેવી" જે સદગુરૂની ભકિત કરે છે તેજ પરમાત્મસ્વરૂપને લીલામાત્રમા પામે છે શ્રી સદગુરૂના શરણને અગીકાર કરી અધ્યાત્મતત્વનો પ્રકાશ લાભ ભવ્યજીવો પામો, સવની ઉચ્ચસ્થિતિ થાઓ અનત લક્ષ્મીના ભોગી આત્માઓ થાઓ, અનત રૂદ્ધિમય અસખ્ય પ્રદેશમા ભવ્યજીવો વાસ કરો

अध्यात्मतत्त्वग्रन्थोऽय बुद्धयब्धिमुनिना कृत.
सर्वेषां मगलाना हि मुख्यमध्यात्ममगलम् ॥ १ ॥

ॐ शान्ति' शान्ति शान्ति

વર્ણ છે ખરી, અને નથી પણ ખરી વર્ણ એ વહેવારને આશ્રયે છે અને આત્માની અપેક્ષાએ વર્ણનો નિયમ રહેતો નથી બહારથી ભલેને વર્ણવહેવાર રાખવામા આવે, પણ અદરથી વણના ભેદમા લેપાવુ નહી કારણ કે તેથી અભિમાન થાય છે, અને ઇષ્ટ કતવ્યથી ચુકી જવાય છે માટે વર્ણાભિમાન ત્યાગી યોગમા પ્રવૃત્તિ કરવી વળી નિયમના પાચ ભેદ નીચે પ્રમાણે છે શૌચ, સતોષ, તપ, સ્વધ્યાય, અને ઇશ્વર પ્રણિધાન શરીરની પવિત્રતા કરતા પણ મનના વિચારોને પવિત્ર રાખવા તે ઉત્તમ શૌચ છે, બીજા શબ્દોમા કહીએ તો બાહ્ય સ્નાન કરતા અતર સ્નાન અધિક ગુણકારી છે, માટે મન વચન અને કાયાની પવિત્રતા જાળવવી યોગવિદ્યાનો આધાર મનની પવિત્રતાપર રહેલો છે જે માણસ પવિત્ર છે, તે બીજાની નિદા કરતો નથી. તત્વમસિ તુજ તે પરમાત્મા છે અનતજ્ઞાન, અનત શકિતવાળો પરમાત્મા તે તુજ છે, બાહ્ય વસ્તુઓ મળે કે ન મળે છતા જેમા મનની સમાધાનતાનો ભગ થતો નથી, તેજ માણસ ખરો સતોષી છે એવો સતોષ પ્રાપ્ત કરવો જોઇએ, કેટલાક લોકો સૂર્યના કિરણવડે શરીરનો તપ કરે છે, કેટલાક અગ્નિવડે કરે છે, પણ ખરી તપની વ્યાખ્યા તો એજ છે કે જેથી મનના પરિણામ ન બગડે તેવીરીતે તપ કરવો એટલે પોતાની શકિતઅનુસાર તપ આદરવો

ઇચ્છાનો રોધ એજ ઉત્તમ તપ છે, તેવા તપથી સચિત અને ક્રિયમાણ કર્મનો નાશ થાય છે, અને આત્માની ગુપ્ત રહેલી શકિતઓ જાગૃત થાય છે સત્શાસ્ત્ર ભણવુ ભણાવવુ તેનુ નામ સ્વાધ્યાય સ્વાધ્યાયથી કર્મ, પુનર્જન્મ, આત્માનુ અસ્તિત્વ, અને આત્માનુ અમરપણુ વગેરે અનેક બાબતોનુ જ્ઞાન થાય છે પરમાત્મા અનત સુખ આનદ અને જ્ઞાનરૂપ છે અને જેનુ માણસ ધ્યાન કરે

ા, વૈશ્ય કે શુદ્ર, પુરૂષ કે સ્ત્રી સર્વ કોઇને 'સરખો 'હક
'રણ કે સર્વમા આત્મા બિરાજમાન છે પ્રાચીન સ-
ા લોકોને 'ઘરનુ તાળુ' વાસવુ પડતુ નહિ, કારણ કે
સદાચારી હતા અને સારા સકલ્પવાળા હતા, પણ
માર્ગના નાશથી સ્થિતિ તદ્દન ફરી ગઇ છે ધર્મ અ-
કોમનો ઉદય તે ધર્મને માનનારા અથવા તે કોમમા
ારા મનુષ્યોનુ ધર્મિષ્ઠપણુ, દયાળુપણુ અને શુદ્ધ સ
, એ સર્વનાપર આધાર રાખે છે, જે મનુષ્યો પોતે
ા સકલ્પથી ડગે નહિ, અને દુ ખ આવે તોપણ પો-
ા સકલ્પનો ત્યાગ કરે નહિ તેજ ખરા યોગી સમજવા
ાચર્ય પાળવાથી યોગશક્તિ ખીલે છે, જો લોકો યોગવિ-
ા તત્વો યથાર્થ સમજતા હોય તો સર્વને તેઓ પોતાના
ાતુલ્ય લેખે, અને ધર્મ નિમિત્તેજ પરસ્પર ઝુઘ્ધો થાય
તે કદાપિ થાય નહિ હાલમા ધર્મભાવના નાશ પામેલી
યોગવિદ્યા સર્વ ધર્મમા વર્ણવેલી છે, તેમા પણ ભક્તિ-
ા સૌથી ઉત્તમ માર્ગ છે માણસ જ્યારે મ ત્રાક્ષરનો જાપ
રે છે, અને માળાના મણકા ફેરવે છે, ત્યારે મણકાદ્વારા
ત્તની એકાગ્રતા તે કરે છે યોગ અનેક પ્રકારના છે,
ાયોગ, લયયોગ, હઠયોગ, રાજયોગ વગેરે મ ત્રના પ્ર
ાથી વિષના પરમાણું સ્ક ધો નાશ પામે છે મ ત્રથી
ત્ન થતી શક્તિ વિષના પરમાણુઓ દૂર કરી તેને સ્થાને
દ્ધ પરમાણુઓ આરોપણ કરે છે યોગમા બ્રહ્મચર્યની
ાસ જરૂર છે, સ તતિ ખરાબ વિચારવાળી થાય તેના મા-
પના વિચારો ખરાબ હોવા જોઇએ કપાસના બીજને
ાીને વાવવાથી કપાસમા પણ લાલાસનો અ શ આવે છે,
ન માબાપના ગુણ અવગુણ પુત્રોમા ઉતરી આવે છે

ક્ષયરોગગ્રસ્તના પુત્રો ક્ષયરોગવાળા થાય છે ભાજ
'નારના છોકરા ઘણે ભાગે બાલ્યાવસ્થાથીજ તે ખરાબ વ્ય-
ન શિખે છે, એક છોકરાના બાપે બાર વર્ષની ઉમરથી

શારીરિક સંપત્તિ વધે અને દેશની ઉન્નતિ થાય તે માટે જે જગ્યા શાંત અને શુદ્ધ હોય, જ્યાં સુગંધીપુષ્પો હોય ત્યાં રોગનો ઉપદ્રવ ન હોય, જ્યાં ઘણા લોકો કોલાહલ કરતા ન હોય તેવા શાંત સ્થળમાં પ્રાતઃકાળમાં પ્રાણાયામ કરવા, તતઃપ્રકાશાવરણમ્ ક્ષીયતે, તેથી પ્રકાશના આવરણનો નાશ થાય છે સરોવર શાંત અને નિર્મળ હોય ત્યારે સૂર્યનો પ્રકાશ તેનાપર પડે તેમ જ્યારે મન શાંત હોય ત્યારે આત્માનો પ્રકાશ યથાર્થ તેના પર પડી શકે છે હેમાચાર્યે પ્રાણાયામના બળથી શરીરબળ જાળવી નાખ્યું હતું આનંદઘનજી મહારાજ પણ પ્રાણાયામની જરૂર ભ બતાવે છે હરિભદ્રસુરી, વિગેરે પણ તેની જરૂર સિદ્ધિ કરે છે પણ પ્રાણાયામની ક્રિયા ગુરૂ પાસેથી ગ્રહણ કરવી યોગનું પાંચમું અંગ પ્રત્યાહાર છે ચિત્તની વૃત્તિઓને બહાર ભટકતી અટકાવવી અને પાંચ ઇંદ્રિયોના વિષયોને જીતવા તેનું નામ પ્રત્યાહાર જેને આત્માને યથાર્થ રીતે જાણ્યો છે, તેજ પુરૂષ ઇંદ્રિયોના વિષયોથી ઉપજતા સુખનો ત્યાગ કરી શકે સંસારરૂપી સમુદ્ર તરવાને શરીરરૂપી વહાણની જરૂર છે ઇંદ્રિયોને અંતરસુખ રાખવી જોઇએ જે સુખ મળવાથી બીજા સુખની આશા ન રહે તે તે શાશ્વત સુખ આત્મામાં રહેલું છે આત્મા અંતરસુખ વળે છે ત્યારે જે આનંદ થાય છે, તે ચોસઠ ઇંદ્રોના સુખ કરતા અનંત ઘણો છે માટે તે આત્મસુખ મેળવવાને યોગમાર્ગના પગથીયે ધીમે ધીમે ચઢવું અને છેવટે જીવાત્મા શાશ્વતસુખ મેળવશે

---

જે પુરૂષ મન ઉપર નિગ્રહ કરી શકે તે યોગી, અને જેનું મન તેના પોતાના હાથમાં ન રહે તેને અયોગી જાણવો યોગમાર્ગ આત્માને લગતો છે, માટે તેમાં બ્રાહ્મણ,

ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર, પુરૂષ કે સ્ત્રી સર્વ કોઇને સરખો હક છે, કારણ કે સર્વમા આત્મા બિરાજમાન છે પ્રાચીન સમયમા લોકોને ઘરનુ તાળુ વાસવુ પડતુ નહિ, કારણ કે લોકો સદાચારી હતા અને સારા સકલ્પવાળા હતા, પણ યોગમાર્ગના નાશથી સ્થિતિ તદ્દન ફરી ગઇ છે ધર્મ અથવા કોમનો ઉદય તે ધર્મને માનનારા અથવા તે કોમમા વસનારા મનુષ્યોનુ ધર્મિષ્ટપણુ, દયાળુપણુ અને શુદ્ધ સકલ્પ, એ સર્વનાપર આધાર રાખે છે, જે મનુષ્યો પોતે કરેલા સકલ્પથી ડગે નહિ, અને દુ ખ આવે તોપણ પોતાના સકલ્પનો ત્યાગ કરે નહિ તેજ ખરા યોગી સમજવા બ્રહ્મચર્ય પાળવાથી યોગશક્તિ ખીલે છે, જો લોકો યોગવિદ્યાના તત્વો યથાર્થ સમજતા હોય તો સર્વને તેઓ પોતાના ભ્રાતૃતુલ્ય લેખે, અને ધર્મ નિમિત્તેજ પરસ્પર યુદ્ધો થાય છે તે કદાપિ થાય નહિ હાલમા ધર્મભાવના નાશ પામેલી છે યોગવિદ્યા સર્વ ધર્મમા વર્ણવેલી છે, તેમા પણ ભક્તિયોગ સૌથી ઉત્તમ માર્ગ છે માણસ જ્યારે મત્રાક્ષરનો જાપ જપે છે, અને માળાના મણકા ફેરવે છે, ત્યારે મણકાદ્વારા ચિત્તની એકાગ્રતા તે કરે છે યોગ અનેક પ્રકારના છે, મત્રયોગ, લયયોગ, હઠયોગ, રાજયોગ વગેરે મત્રના પ્રભાવથી વિષના પરમાણુ સ્કધો નાશ પામે છે મત્રથી ઉત્પન્ન થતી શક્તિ વિષના પરમાણુઓ દૂર કરી તેને સ્થાને શુદ્ધ પરમાણુઓ આરોપણ કરે છે યોગમા બ્રહ્મચર્યની ખાસ જરૂર છે, સતતિ ખરાબ વિચારવાળી થાય તેના માબાપના વિચારો ખરાબ હોવા જોઈએ કપાસના બીજને રગીને વાવવાથી કપાસમા પણ લાલાસનો અશ આવે છે તેમ માબાપના ગુણ અવગુણ પુત્રોમા ઉતરી આવે છે

ક્ષયરોગગ્રસ્તના પુત્રો ક્ષયરોગવાળા થાય છે [illegible] પીનારના છોકરા ઘણે ભાગે બાલ્યાવસ્થાથીજ તે [illegible] સન શિખે છે, એક છોકરાના બાપે બાર [illegible]

રાત્રિના બાર વાગે ચા પીવા માડી હતી, દરરોજ રાત્રે બાર વાગ્યા એટલે અફીણના બધાણુની પેઠે તેને ચા પીધા વગર ચાલેજ નહિ તેવો ચાનો તે ગુલામ બન્યો હતો, પરિણામ એ આવ્યુ કે અગીઆર વર્ષ સુધી જેણે ચા પીધી નહતી તેવા તેના પુત્રને બાર વર્ષ પુરા થતા રાત્રિના બાર વાગતા શરીરમા એક પ્રકારનો ઉન્માદ થયો અને ચા પીવી પડી આ ઉપરથી જણાશે કે બાળકોના સદ્ગુણો તથા દુર્ગુણો માટે માતપિતા ઘણા મોટાભાગે જોખમદાર છે નેપોલીય નની માતા ગર્ભ ધારણ કર્યા પછી શુરવીરપણાના નોવેલો વાચતી હતી, અને તેનુ પરિણામ એ આવ્યુ કે નેપોલી અન જેવા પરાક્રમી પુત્રને તેણીએ જન્મ આપ્યો માટે જો તમારે તમારા બાળકનુ હિત સુધારવુ હોય તો તમે યોગી અને સારા વિચારવાળા થાઓ માબાપના ક્રોધ, કપટ બા ળકોમા ઘણીવાર જોવામા આવે છે અભ્યાસવિના યોગ સ ધાતો નથી માટે ઉચ્ચ વિચારનો અભ્યાસ પાડો, રાગદ્વેષનો ત્યાગ કરો, અને આવા માગના જાણકાર ગુરૂને મળો ચૌદરાજલોકના આકારનુ મનુષ્યનુ શરીર છે, જે ચૌદરાજ લોકમા ભાવ છે તે નાના પ્રમાણમા શરીરમા પણ છે આપણામા ધર્મના તત્ત્વો સમજવાનુ પણ જ્ઞાન રહ્યુ નથી, માટે લાયક થાઓ, ખરાબ વાસનાઓનો ત્યાગ કરો, સામાન્ય કુવાનુ પાણી ખુટી જાય, પણ પાતાળકુવાના પાણીનો પ્ર-વાહતો નિરતર વહે છેજ, તેમ બીજી વિદ્યાઓનુ સુખ તે સામાન્ય કુવાના જળ જેવુ, પણ અધ્યાત્મ વિદ્યારૂપ પાતાળ કુવાનુ સુખ તે શાશ્વતુ છે

ખરૂ સુખ આત્મામાજ રહેલુ છે, પણ તે સુખનો લાભ મળે તે સારૂ હૃદયશુદ્ધિની જરૂર છે, જેઓના હૃદય અજ્ઞાનથી ભરેલા છે તેઓ આ માગપર શીરીતે ચાલીશકે? પરમાત્માના સ્તવનથી હૃદય શુદ્ધ બને છે યો ગમાગમા પ્રવેશ કરવાને પ્રથમ તમારૂ હૃદય પવિત્ર બના

વવાને પ્રયત્ન કરો કલેશથી દૂર રહો તે ઉપર દૃષ્ટાંત—એક સ્થળે સાસુ વહુની લડાઈ નિરંતર ચાલ્યા કરતી હતી એક બીજા ઉપર બેજણીઓ ગાળોનો વરસાદ વરસાવતી હતી તેવામાં વહુને કોઇ સાધુ—સંત મળીગયા, તેમના આગળ તે વહુએ પોતાની સઘળી દુખદ સ્થિતિનું વર્ણન કર્યું, અને સાસુ જેથી વશ થાય તેવો કોઇ ઈલમ કરી આપવાને કહ્યું તે સંત સમયના જાણકાર હતા તેમણે એક કાગળના નાના ટુકડા ઉપર ઓંકાર લખ્યો, અને જ્યારે તારી સાસુ તારીસાથે બોલે તે વખતે આ ચીઠી તારા મોમાં મુકીદેજે, પણ મો ઉઘાડીશ નહિ,-ઉઘાડીશ તો મંત્રનો પ્રભાવ જતો રહેશે જ્યારે કોઇ કારણસર સાસુએ મિજાજ ખોયો અને ગાળો ભાડવા લાગી, તે વખત વહુએ મોમાં મંત્રાક્ષર મુકી દીધો, અને મો નહિ ઉઘાડવાના પ્રતિબંધથી ગાળોનો પ્રત્યુતર આપ્યો નહિ પડોશણે આવી સાસુને ઠપકો આપ્યો કારણકે વહુ તો એક અક્ષર પણ બોલતી નહતી અને સાસુને તે પાડોશણે વહુની માફી મંગાવરાવી મંત્રનું ફળ મળ્યું, પણ આમાં સાર એ છે કે જીભને વશ કરો ઘણા અનર્થ જીભ વશ નહિ હોવાથી નીપજે છે, સત્યવક્તાનું વચન સદા ફળે છે, તેમ જો યોગ્ય થશો તો મહાત્માઓ ગુરૂઓ મળશે પણ જેનું હૃદયરૂપ મંદીર કપટ, દ્વેષ, ક્રોધ, માન, માયા, તૃષ્ણા આદિ વિષયથી ભરેલું છે ત્યાં પરમાત્મા પધારતા નથી તમારૂં હૃદય નિર્મળ કરો, અને પરમાત્મા સ્વયમેવ પ્રાપ્ત થશે, તમારે પોતાને પુરૂષાર્થ કરવાનો છે, કહ્યું છે કે આપસમાન બળ નહિ, મેઘ સમાન જળ નહિ મહાવીર સ્વામીએ દયા માર્ગ પ્રવર્તાવ્યો, તે સ્વસામર્થ્યથીજ એમ જરૂર માનજો તમને પુણ્યમાર્ગમાં સંચરતા શાસારૂ શરમ આવે છે તમને કોઇ ભક્ત કહે ત્યારે શાસારૂ શરમાઓછો, તમા: ધનભાગ્યવિના તમને ભક્ત કોણ કહે ! દુનિયા દોરંગી છે

માટે લોકોના વિચારથી દોરવાઈ નહિ જતા સન્માર્ગે ચા લવા કમરબંધ થજો, જે લોકોને સસારસમુદ્ર તરતાં ન આવડયુ તેઓ મ્હારનુ ગમે તેટલુ બુદ્ધિવિષયક જ્ઞાન ધરાવતા હોય તે બહુજ થોડુ લાભકારી છે, અને તરવાનો માર્ગ તે યોગવિદ્યા છે, માટે તે માર્ગનો અભ્યાસ કરો જે માણસો આ સસારમા જન્મ લેઇ પોતાનુ હિત સમજતા નથી તેઓ પોતાનો ભવ ગધેડાની માફક એળે ગુમાવે છે તેઓનુ જીવતર ધળસમાન છે બીજુ હાલમા લોકો અન્યાયથી ધન પેદા કરે છે, અને તેવા પૈસાથી લાવેલુ અન્ન ખાવાથી મતિ ભ્રષ્ટ થાય છે અન્યાયનો પૈસો એ સવ અનર્થનુ મૂળ છે સન્માર્ગે પ્રાપ્ત કરેલા ધનથી બુદ્ધિ નિર્મળ રહે છે

હાલની છેવટની ગણત્રી પ્રમાણે આ હિદુસ્થાનમા સાધુ સન્યાસીઓ, બાવાઓ, વૈરાગી વગેરેની સખ્યા ૬૦૦૦૦૦ ની છે, જો તેઓને વિદ્વાન બનાવવામા આવે, જો તેઓ લોકોને સન્માર્ગે ચાલવાનો ઉપદેશ આપે તો ઘણા થોડા સમયમા આ આર્યાવર્તનો ઉદ્ધાર થાય જો તમારા હૃદય નિર્મળ હશે તો નિશ્ચય દેવો તમને સહાય, કરશે, માટે ગુણને મેળવી આપનાર આત્મવિદ્યાનો અભ્યાસ કરો

સો જ્ઞાનીનો એકમત, અને સો મૂર્ખના સોમત છે, કારણ કે મૂર્ખલોકો પોતાના સકલ્પ ક્ષણે ક્ષણે ફેરવે છે, પણ જ્ઞાની તો પોતે શાત પળમા બાધેલા નિશ્ચયોને અનુસરી પોતાનુ વર્તન ચલાવે છે

યોગના અભ્યાસીઓએ સત્સગ રાખવો, અને હજારો રૂપીયા નાતજાતના વરામા ખરચવા કરતા વિદ્યામા વાપરો, લોકો જ્ઞાનથી યોગનુ રહસ્ય સમજી શકશે, જે લોકો સાધુસતનુ નામ ધરાવે, અને અભણ હોય તે પોતાના સ-ાુને એબ લગાડે છે, માટે જ્ઞાનનો અભ્યાસ કરો, તે દ્વારા યોગનો અભ્યાસ થઇ શકશે, હવે ગઇ કાલે

બાકી રહેલા ત્રણ અંગમાથી ધારણાનો વિચાર કરીએ હૃદયમા છ ચક્ર છે, તેમાથી કોઇ એકાદ ચક્ર ઉપર ચિત્તને સ્થિર રાખવુ તેને ધારણા કહે છે આત્માના સ્વરૂપમા ચિત્તવૃત્તિનો લય કરવો તેનુ નામ ધ્યાન છે, ધ્યાનથી કર્મનો નાશ થાય છે, અને ચિત્તવૃત્તિ સ્થિર થાય છે ધ્યાતા, ધ્યાન, અને ધ્યેય એ ત્રણની ઐકયતા થવી તેનુ નામ સમાધિ જાણવી સમાધિથી મનુષ્ય કેવળજ્ઞાન પ્રાપ્ત કરી સર્વ વસ્તુઓનો જ્ઞાતા બને છે પણ આ વ્યાખ્યાન શ્રવણ કરવામાત્રથી ઇચ્છિત લાભ મળી શકે તેમ નથી તેને વાસ્તે પ્રયત્નની જરૂર છે

॥ ॐ नमः सिद्ध ॥

# षडावश्यक (શ્રાવણ સુદ ૫ રવીવાર.)

(લેખક ગીરધરલાલ હેમચંદ)

## ॐ नमस्तत्त्वज्ञाय

अर्हन्तो भगवन्त इन्द्रमहिता सिद्धाश्च सिद्धिं स्थिता ।
आचार्या जिनशासनोन्नतिकरा पूज्या उपाध्यायका ॥
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधका ।
पञ्चैते परमेष्ठिनः प्रतिदिन कुर्वन्तु वो मङ्गलम् ॥ १ ॥

શ્રી આત્મોપાસક યોગ મંડળના અધ્યક્ષ પદે બિરાજમાન શ્રીમન્ મુનિમહારાજ સાહેબ! તથા આત્મોપાસક સજ્જનો !!

"ષડાવશ્યક" એ વિષય ઉપર લખવા, બોલવાની મને અધ્યક્ષ સાહેબજીની ફરમાસ થયેલી હોવાથી જે લખાયેલુ છે તે બોલવાને હું નમ્રતા પુર્વક રજા લઉં છું !

"આવશ્યક" એ પણ યોગ ગણાય છે કારણ કે, મોક્ષેણ યોજના યોગ જ્યારે મહાત્મા પતંજલીએ, યોગનુ લક્ષણ બાંધતા પ્રથમ સૂત્રમાં કહ્યુ કે—**યોગશ્ચિત્તવૃત્તિનિરોધ** એટલે ભાવાર્થ એ કે મનની વૃત્તીનો રોધ કરવો, રોકવી તેને યોગ કહીયે ત્યારે વિશેષ સ્પષ્ટ રીતે શ્રી સ્યાદ્વાદશૈલિયે **શ્રીમન્ન્યાય વિશારદ શ્રીયશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ "જ્ઞાનસાર"** અષ્ટકજીમાં યોગાષ્ટકના પ્રારંભમાં ઉપર પ્રમાણે લખે છે કે—

मोक्षेण योजनाद्योग सर्वोप्याचार ईष्यते ।
विशिष्य स्थानवर्णार्थालंबनैकाग्र्य गोचर ॥ १ ॥

(આત્મા શબ્દનો અધ્યાહાર છે)

कृत्स्नकर्म क्षयो मोक्ष तेन योजनात् योग उच्यते,

स च सर्वोप्याचार जिनशासनोक्त चरणसप्तति, करणसप्ततिरूपः मोक्षोपायत्वात् योग ईष्यते

तत्र विशेषेण स्थान १ वर्ण २ अर्थ ३ आलवन ४ एकाग्र्य गोचर ५ इति पचमकार योगः मोक्षोपायहेतु मतः इत्यनेनादि परभावासक्त भवभ्रमणे ग्रहात् पुद्गलभोगमग्नानां न भवति.

ભાવાર્થ એ કે, આત્મા શબ્દનો અહિં આ અધ્યાહાર છે મોક્ષ એટલે સકલ કર્મ સબધથી નિર્મુક્તિ, તે મોક્ષની સાથે આત્માને જોડવાથી ચરણ સિત્તરિ અને કરણ સિત્તરીરૂપ સાધુનો સમગ્ર ક્રિયા વ્યવહાર "યોગ" મન શુદ્ધિ આદિ રૂપ મોક્ષ ઉપાય કહેવાય છે, તથાપિ સમગ્ર આચારને પૃથક્ કરીને સ્થાન એટલે કાયોત્સર્ગ, ચૈત્યવદન, ગુરૂવદન, આદિ ક્રિયાને વિષે યથોચિત આસન મુદ્રાદિનુ કરવુ તે (૧) વર્ણ—એટલે પદચ્છેદ સહિત અસ્ખલિત સ્પુટતાએ કરીને સૂત્ર પદાદિનુ ઉચ્ચારણ કરવુ તે (૨) અર્થ—એટલે ઉચ્ચાર્યમાણ શાસ્ત્ર પદોના વાચ્ય ભાવનુ ચિતન તે (૩) આલબન—એટલે જિનસ્વરૂપ અને જિન બિમ્બાદિનુ દૃષ્ટિને વિષે સ્થાપવુ તે (૪) અને એકાગ્ર્ય એટલે ક્રિયમાણ કર્તવ્ય શિવાય બીજુ કાંઈ મનથી લક્ષ્ય ન કરવુ તે (૫) આ સર્વ જેને ગોચર છે તે યોગ કહેવાય છે

પૂર્વોક્ત પાચ પ્રકારના યોગમા કર્મ યોગ સ્થાન-વર્ણાત્મક બે પ્રકારનો છે, ક્રિયા રૂપત્વે કરીને અને પુણ્ય બધ ફલત્વે કરીને કર્મત્વ જેને છે તેને કર્મયોગ કહીએ અને જ્ઞાન યોગ અર્થ, આલબન, અને એકાગ્ર્યાત્મક ત્રણે પ્રકારનો છે અદરની પાપ પ્રવૃત્તિનો રોધક અને આહ્લાદ વેદનત્વ જનક વિશિષ્ટ બોધમય યોગ, મોક્ષ પ્રાપ્તિનુ અવ્યભિચારી સાધન તેને યોગ કહીએ આ પ્રકાર વિધ અથવા દ્વિવિધ

યોગ દેશ વિરતિ અને સર્વ વિરતિ દેશથી અથવા સર્વથી આ રભ જેણે ત્યજ્યો છે તેને નિશ્ચયથી હોય છે, કારણકે તેઓ હમ્મેશા મોક્ષના ઉપાયને વિષે પ્રવૃત્તિ કરે છે તે શિવા યના અવિરતિ સમ્યક્ દૃષ્ટિ અને માર્ગાનુસારી વિગેરેમા પણ બીજ માત્ર યોગોત્પત્તિ હેતુમાત્ર કિચિતનો સભવ છે એમ "જ્ઞાનસાર" નામના પુસ્તકથી વાચક વગના જાણવામા હોવુ જોઇયે હવે મૂળ વિષય ઉપર કહેવા માટે જણાવુ છુ જે હમ્મેશા કરવા યોગ્ય છે તેને આવશ્યક કહેવાય છે, તેનો પણ ઉપર બતાવેલા પચવિધ અથવા દ્વિવિધ જ્ઞાન, ક્રિયા એ યોગમા સમાવેશ થાય છે, તેમજ ઇચ્છાદિ યોગ ૪ ચાર પ્રકારનો છે વળી પ્રીતિ ભકત્યાદિ અનેક ભેદ. પણ કહ્યા છે એ બધા સદગુરૂ સમાગમે યથાધિકાર પરત્વે ધારવા આદરવા યોગ્ય છે તેમા પણ ગુરૂગમ વડે ષડાવશ્યકનો સમાવેશ થતો સભવે છે પૂર્વોક્ત આવશ્યક છ પ્રકારે કરાય છે તેના નામ હમ્મેશા બે વખત ક્રિયા કરનારાઓથી પૂર્ણતાવસરે સામાયિક, ચઉવિસથ્થય, વદણુ, પડિકમણુ, કાઉસગ્ગ, પચ્ચખ્ખાણુ કર્યું છે જી એમ બોલાય છે, છતા તેનુ તત્વતો વિરલાથી જ પમાય છે શ્રી મદ ઉપાધ્યાયજીએ કહ્યુ છે કે

कोइ कहे जे पातिक कीधां, पडिकमतां छूटी जेरि ॥
ते मिथ्याफल पडिकमणानु, अपुण करणथी लीजेरे १६ श्रीसीमं
मिच्छा दुकड देई पातिक, ते भावे जे सेवेरे ॥
आवश्यक साखे ते परगट । माया मोसने सेवेरे १७ श्रीसीम०
मूल पदे पडिकमणु भाख्यु, पाप तणु अण करुंरे ॥
शक्ति भाव तणे अभ्यासें । ते जस अर्थे वरुंरे १८श्रीसीमध
साहिब गुणजो । भरत क्षेत्रनी वातोरे ॥

આ ઉપરથી સમજવાનુ મળે છે કે, કેટલાક આપણે ભોળા માણસોના મનમા એવુ ઠસેલુ હોયછેકે આપણે જે

પાપકરીએ તે સવચ્છરી વિગેરે પ્રતિક્રમણ કરી મિચ્છા મિદુક્કડ દૈયે, એટલે સર્વ પાપથી આપણે મુક્ત થૈશકીયે છીયે, પણ તે ભૂલ ભરેલુ છે કારણકે પડિકમણાનુ ફળ તો જે પાપનો મિચ્છામિ દુકકડ દેવાય તેવુ પાપ ફરીને નહિ કરવાથી મળી શકે છે, પણ જે કોઈ પાપ સબધી મિચ્છામિ દુકકડ દેઈને પાછુ ફરીને પણ તેવાજ ભાવે—અધ્ય વશાએ જો તેના તે પાપનુ સેવન કરાય છે તો તે આવશ્યક સુત્રની સાક્ષએતા તેનાથી તો પ્રગટરીતે સત્તરમુ પાપસ્થાનક કે જેનુ નામ માયા મૃષાવાદ છે તે સેવાય છે, માટે મૂળ પદેતો પાપનુ નહિ કરવુ તેને જ પડિકકમણુ કહ્યુ છે, આટલુ જાણીને કેટલાકને વળી પાછુ એમજ ઠસી જાયકે ત્યારે આગમોક્ત વિધિપુર્વક યથાર્થ નથી બની શકતુ માટે તે ન કરવુ, એ જ સારૂ છે એમ ન આવી જાય એટલામાટે કહ્યુ છે એવી ભૂલ ન કરવી અને યથાશક્તિ ભાવના અભ્યાસવડે તે આવશ્યક ક્રિયા મોક્ષ અર્થે અવશ્ય કરવા યોગ્ય છે એ વિષય ઉપર ઉપાધ્યાયજી મહારાજ અન્યત્ર કહે છે કે

कोइक विधि जोतां थकारे, छांडे सवि व्यवहाररे ।
मनवसिया॥ न लहे तुज वचने कहु रे, द्रव्यादिक अनुसार रे
गुण रासिया ॥ १ ॥

पाठ गीत नृत्यनी कळारे, जिम होय प्रथम अशुद्ध रे म०
पण अभ्यासे ते खरीरे, तेम किरिया अविरुद्ध रे गु० ॥ २ ॥
मणि शोधक शत खारनारे, जिम पुट सकल प्रमाणरे म०
तेम क्रिया सवि योगनेरे, पच वस्तु अहिनाण रे गु० ॥३॥
प्रीति भक्ति योगे करी रे, ईछादिक व्यवहाररे गु०
हीणो पण शिव हेतु छे रे, जेहने गुरु आधाररे गु० ॥ ४ ॥

ઈત્યાદિ અર્થ સ્પષ્ટ છે તો પણ સદ્ગુરૂયોગે વિશેષ ધારવા યોગ્ય છે કારણ કે અનેકાન્ત સ્યાદ્વાદશૈલિ એ

અજ્ઞાનવડે દરેક ભવો ભવમા ધન-કુટુબ-ઘર-ઘરેણા વિગેરે નવવિધ બાહ્ય પરિગ્રહ રૂપ જે મ ન્નેગ વડે મળેલા હોવા થી અને તેને વિયોગ થવાનો હોવાથી અન તિવાર મેળવેલા અન તિવાર મુકી દઇ તેના મમત્વભાવે થયેલા અન ત દુ ખો આ જીવોને અન ત વાર અનુભવવા પડયા છે, વળી અ તર પરિગ્રહ જે મિથ્યાત્વ તથા ક્રોધ, માન, માયા, લોભ અને હાસ્યાદિ નવનોકષાય એમ ૧૪ પ્રકારને હોવા-થી તે પણ બાહ્ય પરિગ્રહના નિમિત્તે વૃદ્ધિ પામેલો હોવાથી અનેક પ્રકારના રાગદ્વેષો કરી આ જીવે શુભાશુભકર્મ ઉપા ર્જન કરેલા છે તે કર્મોના ઉદયથી થતા સુખ દુ ખ મળ વાના નિમિત્તરૂપ થયેલાને આપણે અજાણપણાથી શત્રુ મિત્ર માની લૈયે છીયે પરતુ વાસ્તવીક રીતે આ જગત મા કોઇ કોઇનુ શત્રુમિત્ર છે જ નહિ જો આ જીવ ત ત્ત્વવડે વિચારી જુએ તો પોતે જ પોતાનો શત્રુમિત્ર બની શકે છે અને અન્ય તો માત્ર નિમિત્ત જ છે, માટે દુ ખ સુખ શત્રુ મિત્ર એ સર્વ નિશ્ચયે જોતા માયા જાળ છે, પ્ર પચ છે, અસત્ય છે માટે શુદ્ધ ચેતનાને જગાડવાથી સમસ્ત દુ ખનો નાશ થઇ શકે છે તેના કારણે અથવા તે શુદ્ધ ચેતના પ્રગટ કરવા માટે હમ્મેશા સાવદ્ય યોગ એટલે પાપવાળા મનવચન કાય યોગના વ્યાપાર તેના નિષેધરૂપ વ્યવહાર ક્રિયા માટે "કરેમિભ તે મામાઇય" ઇત્યાદિ પાઠ ઉચરી સામાયિક લેવાનો વ્યવહાર છે પણ તે દેશવિરતિ અને સર્વવિરતિ ઉચ્ચરવા માટે છે તે પહેલા- સમ્યકત્વ અને શ્રુત સામાયિક પાચમે સ યતાસ યત તથા અવિરતિ એવા ચતુર્થ ગુણસ્થાનવાળાને પણ હોય છે એમ ૪ પ્રકારના સામાયિક મા મોકત છે અને તે આત્માપાસકો કહો વા શ્રમણો પાસકો તે તેમનાથી કરી શકાય છે અને નિશ્ચય પરિણતિયે પૂર્ણ-પણે શુદ્ધાત્મામા પરીણમવાથી શાશ્વત સુખના ભોગી અ ખ ડાન દ પદધારી સિધ્ધ સ્વરૂપી થવાય છે પૂર્વે એવા પ-

રિણામેથી અનત સિદ્ધ થયા છે સાપ્રતિ થાય છે અને ભાવી થશે એ પ્રથમ આવશ્યક વિષે કહ્યુ હવે ક્રમે પ્રાપ્ત થયેલા " ચઉવિસથ્થય " અર્થાત્ ચોવીસ તીર્થંકરોના સ્તવરૂપ આવશ્યક વિષે સમજવાનુ છે કે રૂષભાદિક ચોવીસ તીર્થકરો ત્રિભુવનના ઉદ્યોતના કરનાર છે અને જેણે મુક્તિ માર્ગનુ સ્વરૂપ બતાવ્યુ છે અને જેને નિર્મળ એવુ કૈવલ્ય જ્ઞાન જ્યોતિમય સર્વથા પ્રત્યક્ષ છે, તેમની સ્તવના પૂજા સેવના અર્ચા કરવી એ સમ્યકત્વ શુદ્ધિનુ પુષ્ટ નિમિત્ત કારણ છે અર્થાત્ અનુક્રમે સસાર સમુદ્રનો પાર પામવા પ્રબળ સાધન છે માટે બીજુ ચોવિસથ્થય એ નામે સાર ભૂત એવુ બીજુ આવશ્યક અવશ્ય સેવવા યોગ્ય છે

હવે ત્રીજુ આવશ્યક " વદન " એ નામ છે અને તે સદગુરૂ મહારાજના ચરણારવિદમા પચવીસ આવશ્યક ભેદ યુક્ત વદન વિધિ પૂર્વક કરવાથી થાય છે તેમા ગુરૂ વદન ભાષ્યમા કહેલા ૩૨ દોષ ટાળી તેમજ ચાર વાર ગુરૂ ચરણે મસ્તક નામવાથી દ્વાદશાવર્ત વિધિ વડે ખામણા (ક્ષમાપના) કરી તેમજ ૩૩ તેત્રીસ આશાતનાનો ત્યાગ કરવા વિગેરે ૪૯૨ ચારસે બાણુ બોલ વિચારી ધારી યથાયોગ્ય તેનો ઉપયોગ કરવો જોઇયે, તેમ કરવાથી નીચ ગોત્રકર્મનો ક્ષય થાય છે અને ઉચગોત્ર નામ કર્મનુ ઉપાર્જન કરી શકાય છે, સતગુરૂવદનથી થયેલા પુન્ય પ્રભાવે જગતમા તેની કોઈ પણ આજ્ઞા ઉલ્લઘન કરી શકતુ નથી તેમ જ પરભવે પણ સૌભાગ્યાદિ શુભનામ કર્મનો ઉદય થાય છે, કૃષ્ણ વાસુદેવે મુનિ મહારાજોને વદન કર્યું તેના પ્રભાવે સારભૂત એવા ક્ષાયિક સમ્યકત્વને પામી અનુક્રમે તીર્થંકરપદ પામવાના છે વળી શીતળાચાર્યે જેમ ભાણેજને દ્રવ્યવદન કર્યું અને ભાવે કરી વદન વિધી સાચવવાથી કેવળજ્ઞાને પામ્યા, માટે એ ત્રીજુ વદન નામે આવશ્યક છે તેમા ગુરૂવદનનો અધિકાર છે તેને સજ્જનોએ ના મુ

ક્ષુઓએ તથા પ્રકારે શુરૂના સદ્ભાવે આ વંદન આવશ્યકક્રિયામા ઉજમાળ ચિત્તે અત્યાદર કરવો યોગ્ય છે, કારણ કે શ્રી જિનશાસન જૈનધર્મ તેનુ મૂળ જુઓ તો વિનય એ પ્રથમ જણાશે અને તે વિનય સત્ ગુણવ તની ભક્તિથી થતો દેખાય છે, માટે એઅવશ્ય ઉપાદેય છે

હવે ચોથુ "પડિક્કમણુ"—પ્રતિક્રમણ આવશ્યક છે તેમા શ્રી તીર્થંકર ભગવતે પ્રરૂપેલા પાચે આચારમા લાગતા અતિચારાદિ દોષો માટે પશ્ચાત્તાપાદિ આલોચનાથી ત્રણે યોગની શુદ્ધિ માટે પ્રતિક્રમણ કરવુ ઉચિત છે તેથી પ વિત્ર ચારિત્ર પમાય છે, અતિચાર એ પણ શલ્ય છે તે ગોપવવા એટલે પોતાના દોષને રખે કોઇ જોઇ લે અને દોષી ગણશે એવી બીક કે પ્રમાદથી ઢાકવા તે "માછીમલ્લની" પેરે પરિહાસને પાત્ર છે માટે સદ્ગુરૂ સમીપે દોષનુ પ્રકાશ કરવુ તે વિશુદ્ધભાવનુ કારણ છે, અને તેમ કરનાર ભવ્ય પ્રાણી કર્મયોદ્ધાઓ સાથે લઢતા છતા પણ કદી પરાજય પામતા નથી, માટે અતિચાર પડિક્કમીને નિ શલ્ય થઇ ધર્મ આચરણા કરવી, તો તેથી "કુલહિમલ્લની" પેઠે આ જગતમા જયપતાકા મેળવી શકાય છે, અને તે છ આવશ્યક, પ્રતિક્રમણવિધિમા વદિત્તુસૂત્રમિદે એ આદિ સૂત્રથી પ્રતિક્રમણ નામનુ ચોથુ આવશ્યક કરી શકાય છે અને તેના યથાર્થભાવના જ્ઞાને વાસિત આત્માઓ પરમ પવિત્ર ગણાય છે માટે તે સેવ્ય છે

હવે પાચમુ કાઉસ્સગ્ગ-(કાયોત્સર્ગ) એ નામના આવશ્યક માટે સમજવાનુ કે જેમ વિચક્ષણ વૈદ્ય પ્રથમતો શલ્ય હોય તેને દૂર કરે છે, પછી મણ (ચાદુ) રૂઝવવાને ઔષધરૂપ ઉપચાર કરે છે તેમ અતિચારદોષરૂપ જે વ્રણ તેને રૂઝવવા માટે આ ઔષધ, ઉપચાર રૂપ આ કાયોત્સર્ગ, કાઉસ્સગ્ગ કરાય છે, તેનાથી સયમ પ્રપુલ્લિત થાય છે, અને તેમા કોઇ પ્રકારનુ દુષણ રહી શકતુ નથી,

તે કાઉસ્સગ્ગની વિધિ કાયાને સ્થીર કરીને ચિત્તની ચચં-ળતા દૂર નિવારીને એટલે મનને ઠેકાણે વશ રાખીને, વ-ચન યોગના વ્યાપારને ત્યાગ કરીને આત્મારામમા રમણ કરવા માટે યથાયોગ્ય શ્વાસોશ્વાસના પ્રમાણમા સોળ આગાર વગર સર્વ શરીરસબધી વ્યાપાર ત્યાગ કરવારૂપ છે, એવુ પાચમુ આવશ્યક પચમીગતિ જે મોક્ષ તેને દેવા-વાળુ હોવાથી જે શુદ્ધમને આરાધે તે ભવસાગરને તરી પાર પામે છે,

હવે છેલ્લુ પ્રત્યાખ્યાન પચ્ચખ્ખાણ નામે છઠ્ઠું આવ-શ્યક અવશ્ય ગુરૂસમીપે કરવાયોગ્ય છે અને તે મુક્તિનુ હેતુ છે, તેમા આહારની લાલચ ત્યાગ કરવાનુ કહ્યુ છે માટે ચતુરજનોએ ચિત્તને ચેતાવવુ જોઈએ,

સાલ (શલ્ય) કાઢયુ, વ્રણ (ચાહુ) રૂઝવ્યુ, અને તેનાથી વેદના દૂર ગઇ પછી ભલા એવા પથ્ય ભોજનથી જેમ શરીરનુ નૂર વધે છે તેમ પડિક્કમણાથી શલ્ય ગયુ, કાઉસ્સગ્ગથી વ્રણ રૂઝવ્યુ પણ પચ્ચખ્ખાણ-રૂપ ગુણને ધારણ કરવાથી ધર્મ રૂપી દેહ અતિ પુષ્ટતાને પામે છે એનાથી કર્મરૂપી કાદવ ટળે છે, અને તે સવર રૂપ હોવાથી અવિરતિકુવામા પડતા પ્રાણિઓને ઉધ્ધરે છે અને તેનુ ખરૂ સ્વરૂપ નિષ્કલકભાવ તપોમય છે અને તે નિસ્પૃહતા વડે દિપિવત થાય છે તેવા તપના પ્રભાવે વિશલ્યા નામની સ્ત્રીનુ ન્હવણ જળ સમસ્ત વિકારને દૂર કરતુ સાભળ્યુ છે તે સત્ય છે, વળી તે વિશલ્યાના તપ તેજપ્રભાવે રાવણના શક્તિશસ્ત્રવડે મરણપથારીએ પડેલા લક્ષ્મણનુ શરીર તે માત્રવિશલ્યાના હાથ અડકતા તદુરસ્ત શક્તિમાન્ થયુ અનેકમહાત્મ્યવાળુ થયુ એવો અનેકમહાત્મ્ય-વાળુ પચ્ચખ્ખાણ નામે છઠ્ઠું આવશ્યક સમજી આદરવુ આ પ્રકારના છ આવશ્યક પ્રરૂપનાર ત્રિભુવનભાનુ લોકાલોક પ્રકા-શક સર્વજ્ઞ ભગવાન્ અષ્ટાદશ દોષરહિત ચોત્રીસ અતિશયવત

જુઓએ તથા પ્રકારે ગુરૂના સદ્દભાવે આ વંદન આવશ્યકક્રિયામા ઉજમાળ ચિત્તે અત્યાદર કરવો યોગ્ય છે, કારણ કે શ્રી જિનશાસન જૈનધર્મ તેનુ મૂળ જુઓ તો વિનય એ પ્રથમ જણાશે અને તે વિનય સત્ ગુણવતની ભક્તિથી થતો દેખાય છે, માટે એઅવશ્ય ઉપાદેય છે

હવે ચોથુ "પડિક્કમણ"—પ્રતિક્રમણ આવશ્યક છે તેમા શ્રી તીર્થંકર ભગવતે પ્રરૂપેલા પાચે આચારમા લાગતા અતિચારાદિ દોષો માટે પશ્ચાત્તાપાદિ આલોચનાથી ત્રણે યોગની શુદ્ધિ માટે પ્રતિક્રમણ કરવુ ઉચિત છે તેથી પવિત્ર ચારિત્ર પમાય છે, અતિચાર એ પણ શલ્ય છે તે ગોપવવા એટલે પોતાના દોષને રખે કોઇ જોઇ લે ગને દોષી ગણશે એવી બીક કે પ્રમાદથી ઢાકતા તે "માછીમલ્લની" પેરે પરિહાસને પાત્ર છે માટે સદ્દગુરૂ સમીપે દોષનુ પ્રકાશ કરવુ તે વિશુદ્ધભાવનુ કારણ છે, અને તેમ કરનાર ભવ્ય પ્રાણી કર્મયોદ્ધાઓ સાથે લડતા છતા પણ કદી પરાજય પામતા નથી, માટે અતિચાર પડિક્કમીને નિઃશલ્ય થઇ ધર્મ આચરણા કરવી, તો તેથી "કૃણહિમલ્લની" પેઠે આ જગતમાં જયપતાકા મેળવી શકાય છે, અને તે છ આવશ્યક, પ્રતિક્રમણવિધિમા વદિતુસવ્વસિદ્ધે એ આદિ સૂત્રથી પ્રતિક્રમણ નામનુ ચોથુ આવશ્યક કરી શકાય છે અને તેના યથાર્થભાવના જ્ઞાને વાસિત આત્માઓ પરમ પવિત્ર ગણાય છે માટે તે સેવ્ય છે

હવે પાચમુ કાઉસ્સગ્ગ-(કાયોત્સર્ગ) એ નામના આવશ્યક માટે સમજવાનુ કે જેમ વિચક્ષણ વૈદ્ય પ્રથમતો શલ્ય હોય તેને દૂર કરે છે, પછી વ્રણ (ચાદુ) રૂઝવવાને ઔષધરૂપ ઉપચાર કરે છે તેમ અતિચારદોષરૂપ જે વ્રણ તેને રૂઝવવા માટે આ ઔષધ, ઉપચાર રૂપ આ કાયોત્સર્ગ, કાઉસ્સગ્ગ કરાય છે, તેનાથી સયમ પ્રફુલ્લિત થાય છે, અને તેમા કોઇ પ્રકારનુ દૂષણ રહી શકતુ નથી,

બંધુઓ! શાંતિનું સ્થળ કયાં છે? એવું કયું સ્થળ છે કે જ્યાં જવાથી આપણે પરમશાંતિ પ્રાપ્ત કરી શકીએ! આ વિશ્વમાં એવો કયો પ્રદેશ છે કે જે પ્રદેશ આપણને ઉત્તમોત્તમ શાંતિ આપી શકે? આ પ્રશ્ન આજે આપણે વિચારવાનો છે

સદ્ગૃહસ્થો! આપણે તે પ્રશ્ન ઉપર સંપૂર્ણ વિચાર ચલાવીએ તે પહેલા હાલના સમયતરફ જરા સૂક્ષ્મ નજર કરવાની આપને હું વિનતી કરૂંછું મારી સાથે તમે વિચારપ્રદેશમાં ચાલો, અને હું તમને હાલના સમયનું ટુંકવખતમાં સંપૂર્ણ અવલોકન કરાવવા બનતો પ્રયત્ન કરીશ

હાલના સમય મારામારી, ઉતાવળ, દોડાદોડ અને ધમાલનો છે અને સમય નથી, એ બ્હાનું મનુષ્યોના મુખમાં સામાન્ય થઈ પડયું છે પુસ્તકો વાચવાનું કામ તે પુસ્તક ઉપર અપાયેલો અભિપ્રાય વાચીને આપણે ચલાવીએ છીએ વર્તમાનપત્રામાં આવેલા મુખ્ય લેખો ( leaders ) વાચી કોઇ પણ વસ્તુ ઉપર આપણે અભિપ્રાય બાધીએ છીએ અને ધર્મગ્રન્થો વાચવાની ગરજ તે ગ્રન્થો ઉપરના ભાષણો વાચવાથી સરતી હોય એમ જણાય છે જે કામનું પરિણામ તરત આવે, અને જે કામમાં ફતેહ મળે, તેવા કાર્ય કરવા સર્વ કોઇ દોરાય છે લોકો જેથી વાહવાહ બોલે કે માન આપે, તે કાર્ય કરવા માણસની પ્રવૃત્તિ વિશેષ થતી જાય છે કારણકે જો કે ખુલ્લા શબ્દોમાં કબુલ કરતાં ઘણા પુરૂષો અચકાશે, છતા તેમના અંતઃકરણને પુછીશું તો આપણને જણાશે કે આ જીદગી એજ સર્વસ્વ છે, એમ તેમને ભાસે છે ગમે તેવા ઉપાયોનો આશ્રય લેતા, જો ધન સંપાદન થાય કે કીર્તિ મળે, તો તે કામ વધારે મહત્વનું ગણાય છે કારણ કે કીર્તિદેવી પણ ધનને પૂજે છે. આ ઉપરથી મારો કહેવાનો ભાવાર્થ એમ નથી કે ધન ખોટું છે, કારણકે તેની તો આ જગતના વ્યવહારાર્થે

શ્રી તીર્થંકર મહારાજને વાર વાર વંદન કરૂછુ વળી તેમને પ્રરૂપેલા પૂર્વોક્ત આવશ્યકો ચ્યાર નિક્ષેપા, સાતનયે પાચ સમવાય કારણે સપ્તભગી વિગેરે ૯ નવ દ્વારોવડે વિશેષે કરી સદગુરૂગમે સમજી આદરવુ વિશેષે હિતકારક ગણુ છુ **પરોપદેશે પાંડિત્ય** એમ આ બધુ કહેવુ એ સુલભ જણાય છે, પરંતુ ઉક્ત પ્રકારની યથાર્થ રહેણીએ વર્તવુ એ જ સત્પુરૂષ આત્માર્થીનુ લક્ષણ છે એવા સત્ પુરૂષાર્થવત સન્તજનોને વાર વાર વદન કરી આ લેખ લ ખતા બોલતા કરતા જે કાઇ શ્રી જિનાજ્ઞા વિરૂદ્ધ હોય તેને માટે હુ બે હાથ જોડી માનમોડી સન્તસમીપે મિચ્છા-મિદુકકડ દઉછુ અને માફી ચાહુ છુ, આશા રાખુછુ કે તેથી નિર્દોષ થઇ સર્વથા સત્સાધનો વડે સિદ્ધિપદને યોગ્ય લાયકાત મેળવીશ અત્ર હુ આ વિષય પૂર્ણ કરી વિરામ પામવા રજા લઉ છુ શ્રી શાન્તિ શ્રી શાન્તિઃ શ્રી શાન્તિ ઇતિ

---

## શાંતિનુ સ્થળ ક્યાં છે ?

( ભાષણકર્તા દેસી મણિલાલ નથુભાઇ બી એ )

तुभ्य नमस्त्रिभुवनार्तिहराय नाथ ।
तुभ्यं नम' क्षितितलामलभूषणाय ॥
तुभ्यं नमस्त्रिजगत' परमेश्वराय ।
तुभ्य नमो जिन भवोदधिशोषणाय ॥ १ ॥

---

१ च्यार निक्षेपे २ सात नयें करीरे, ॥ ३ कारण पाच स मारेरे ॥ ४ त्रिपदी ५ सप्तभगे करी धारीयेरे । ज्ञेयादिक ६ निक अवधारेरे । नमो० ॥ ४ ॥ ७ च्यार प्रमाणे पद् ८ द्रव्यें । करीरे नव ९ तत्वे दिल लावरे ॥ सामायिक नव द्वारें विच्यारीयेरे । एम षडआवश्यक भावरे ॥ नमो नमो सजम पदने मुनिवररे ।५।

( श्री सौभाग्यलक्ष्मी सूरीजी )

બન્ધુઓ! શાન્તિનું સ્થળ કયા છે? એવુ કયુ સ્થળ છે કે જ્યાં જવાથી આપણે પરમશાન્તિ પ્રાપ્ત કરી શકીએ! આ વિશ્વમા એવો કયો પ્રદેશ છે કે જે પ્રદેશ આપણને ઉત્તમોત્તમ શાન્તિ આપી શકે? આ પ્રશ્ન આજે આપણે વિચારવાનો છે

સદ્ગૃહસ્થો! આપણે તે પ્રશ્ન ઉપર સપૂર્ણ વિચાર ચલાવીએ તે પહેલા હાલના સમયતરફ જરા સૂક્ષ્મ નજર કરવાની આપને હુ વિનતી કરૂછુ મારી સાથે તમે વિચારપ્રદેશમા ચાલો, અને હુ તમને હાલના સમયનુ ટુકવખતમા સપૂર્ણ અવલોકન કરાવવા બનતો પ્રયત્ન કરીશ

હાલના સમય મારામારી, ઉતાવળ, દોડાદોડ અને ધમાલનો છે મને સમય નથી, એ બ્હાનુ મનુષ્યોના મુખમા સામાન્ય થઈ પડેલુ છે પુસ્તકો વાચવાનુ કામ તે પુસ્તક ઉપર અપાયેલો અભિપ્રાય વાંચીને આપણે ચલાવીએ છીએ વર્તમાનપત્રામા આવેલા મુખ્ય લેખો ( leaders ) વાચી કોઇ પણ વસ્તુ ઉપર આપણે અભિપ્રાય બાધીએ છીએ અને ધર્મગ્રન્થો વાચવાની ગરજ તે ગ્રન્થો ઉપરના ભાષણો વાચવાથી સરતી હોય એમ જણાય છે જે કામનુ પરિણામ તરત આવે, અને જે કામમાં ફતેહ મળે, તેવા કાર્ય કરવા સર્વ કોઇ દોરાય છે લોકો જેથી વાહવાહ બોલે કે માન આપે, તે કાર્ય કરવા માણસની પ્રવૃત્તિ વિશેષ થતી જાય છે કારણકે જો કે ખુલ્લા શબ્દોમા કબુલ કરતા ઘણા પુરૂષો અચકાશે, છતા તેમના અત કરણને પુછીશુ તો આપણને જણાશે કે આ જીદગી એજ સર્વસ્વ છે, એમ તેમને ભાસે છે ગમે તેવા ઉપાયોનો આશ્રય લેતા, જો ધન સપાદન થાય કે કીર્તિ મળે, તો તે કામ વધારે મહત્વનુ ગણાય છે કારણ કે કીર્તિદેવી પણ ધનને પૂજે છે. આ ઉપરથી મારો કહેવાનો ભાવાર્થ એમ નથી કે ધન ખોટું છે, કારણકે તેની તો આ જગતના વ્યવહારઅર્થે

શાંતિથી ભરેલા વાતાવરણમા બેસી તે જગતનો વિચાર કરે તો જગતની મોટાઇ, કીર્તિ, ઉશ્કેરણી, ધમાલ, અને સ્વાર્થને લીધે થતા અનેક અપરાધો, આ સર્વ કેવુ સ્વરૂપ ધારણ કરે છે? તે વખતે તે વિચારે છે કે અમુક નજીવા કજીયામા આપણે વિજય પામ્યા કે હાર ખાધી તો શુ થયુ! કોઇ માણસે આપણી પ્રશસા કરી કે કોઇએ આપણી નિન્દા કરી તો તેમા શુ થઈ ગયુ? કોઇ માણસ એક શબ્દ ઉછાછળો બોલી ગયો તો તેથી મને શુ ઘા પડી ગયા? આ પ્રમાણે ધમાચકડીના સમુદ્રમાથી દૂર કિનારે ઉભા રહેવાથી, આપણને સમુદ્રમા થતા ઉછાળા અને તોફાનનુ ખરૂ સ્વરૂપ હાથ લાગેછે, અને માણસના ખરા આત્મિક જીવનમા આવી બાબતો કેટલી બધી નિર્જીવ છે, તેનો પ્રથમજ આપણને યોગ્ય ખ્યાલ આવે છે

તીર્થયાત્રાના બીજા અનેક લાભોની સાથે આ પણ એક ઉત્તમ લાભ તેના ભક્તો ઉપરપ્રમાણે વિચાર કરી મેળવી શકે

જેમ આ પ્રમાણે પ્રદેશમા દૂર જતા જગતના યથાર્થ સ્વરૂપનો કાઇક ભાસથતો જણાય છે, તેજ પ્રમાણે જો આપણે કાળમા દૂર જઇએ તો તેનો વિશેષ ખ્યાલ આવી શકે છે જે વખતે અને જે જગ્યાએ બનાવ બનતો હોય, તે વખતે આપણે તેમા ભાગ લેનારા હોવાથી, તે બનાવ વિષે આપણો નિષ્પક્ષપાત અભિપ્રાય બાધી શકતા નથી અને આપણા ખરા આત્મિકજીવનમા તે બનાવ કેટલો મોટો કે નજીવો ભાગ ધરાવે છે, તેનો આપણને તે સમયે યોગ્ય ખ્યાલ આવી શકતો નથી, પણ કાળ જતા આ કામ બહુ સુગમ થઈ જાય છે દશબાર વર્ષ વીતી ગયા પછી આપણે તે સમયનુ સિહાવલોકન કરીએ અને આપણા આનદના પ્રસગો, આશાઓ, કસોટીઓ, નિરાશાઓ, અને દુ ખ ભર્યા સજોગોનો અત્યારે વિચાર કરીએ તો કેટલીક નજીવી બાબતોપર આપણે એટલી બધી શક્તિ શાસારૂ ગુમાવી

હશે તે જોઇ આપણે આશ્ચર્ય પામીએ છીએ આ જીદગીના વિકટમા વિકટ અને અસહ્ય દુખભર્યા પ્રસગો પણ અત્યારે આપણુને તદ્દન નજીવા ભાસે છે, અને તેનો વિચાર આપણુને શોક ઉપજાવતો નથી દાખલા તરીકે આપણુ જીવન કોઇ એક અન્ય પુરૂષ સાથે સકળાયેલુ હતુ અને આ જગતમા આનદ આપનારૂ સર્વસ્વ તે પ્રેમ પાત્રમા આવી વસ્યુ હોય એમ આપણુને તે સમયે ભાસતુ હતુ' પણ તે પ્રેમપાત્રનો દૈવ યોગે નાશ થતા, અથવા તે પ્રેમપાત્ર કૃતઘ્ની નીવડતા આપણી જીદગી ખારી બની હતી, અને જગત્ શૂન્યકારમય ભાસતુ હતુ અને હવે જીવવુ તે મિથ્યા છે, એમ તે સમયે લાગતુ હતુ પણ વખત જતા તે અસહ્યકારી ઘા રૂઝાય છે, અને તેને સાટે નવા આનદ આપનારા સુપુષ્પો ખીલી નીકળે છે, અને અત્યારે તેના તે હૃદયને ચિરી નાખે તેવા પ્રસગનો વિચાર જરા પણ કંપારી વિના, બેધડક આપણે કરી શકીએ છીએ અથવા એક અપ્રિય કે કટુ શબ્દ બોલી કોઇ મિત્ર સાથેનો લાંબા સમયનો સબધ તોડયો હોય, હવે દશબાર વર્ષ પછી તેજ સમયનો વિચાર કરતા આપણા તે વખતનો ક્રોધ અને ઉશ્કેરણી કેવા અસ્થાને હતા, તે હવે જણાઇ આવે છે અથવા અમુક બાબતમા અતિશય પ્રયાસને અતે ફતેહ મળતાં આપણુને હદપાર આનદ અને સતોષ થયો હોય અત્યારે તેનો વિચાર કરતા તે ફતેહ કેટલી નજીવી હતી અને તે ફતેહને આ પણે કેવુ મોટુ સ્વરૂપ આપી દીધુ હતુ ? તે વખતે આપણુ સર્વ માનસિક આકાશ તે વિચારથી છવાયલુ ભાસતુ હતુ પણ અત્યારે વિચાર કરતા તે જ બનાવ આપણા માનસિક આકાશમાં એક બિન્દુરૂપ ભાસે છે

આ પ્રમાણે પ્રદેશ કે કાળમા દૂર જતા બનાવાના ખરા સ્વરૂપની ઝાખી થાય છે, અને તે બનાવો બનવા પામ્યા, તે વખતની આપણા મનની સ્થિતિ, અને પ્રદેશ કે

કાળમા દૂર ગયા પછીની આપણા મનની સ્થિતિમા આ શમાન જમીન જેટલો ફરક પડી જાય છે આટલુ વિવેચન એક મુદ્દો આપણી સન્મુખ ધરે છે અને તે એ છે કે કાળમા કે પ્રદેશમા દૂર જવાથી આપણા મનની જે સ્થિતિ થાય છે, તે સ્થિતિ તેજ સમયે અને તેજ પ્રદેશમા રાખી શકાય તો ખરીશાતિ પ્રાપ્ત કરવાનુ કાંઈક સાધન આપણને પ્રાપ્ત થયુ એમ માની શકાય તે વાસ્તે મનને અ ત મુખ વાળતા શિખવુ જોઇએ કારણ કે મનની શાતિ રાખવાને દરેક પ્રસગે તીર્થયાત્રાએ કે શાતસ્થળમા જવાનુ બની શકે નહિ, પણ મનને અ તર્મુખ વાળવાનુ કામ તો દરેક માણસ કરી શકે તેમ છે આપણે સ જોગોને આધીન થવુ નહિ, પણ સ જોગોને આપણા આધીન કરવા મથવુ જોઇએ, સ જોગો બદલાય, પણ આપણે આપણા મન ઉપરનો નિગ્રહ ખોવો જોઇએ નહિ જો કે મન વશ કરવુ એ કામ સુગમ નથી, પણ મન વશ કરવામાજ શાતિનો માર્ગ રહેલો છે "મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ, એ વાત નહિ ખોટીજી, પણ કહે સાધ્યુ તે નવિ માનુ એ વાત છે મોટીજી" એ આન દઘનજી મહારાજનુ વાકય પણ આપણને મન સ યમની દુષ્કરતા બતાવે છે છતા મન વશ કરી શકાય છે તેને વાસ્તે બે માર્ગ છે, અભ્યાસ અને વૈરાગ્ય તે શબ્દો ઉપર વિવેચન કરવાનો અત્રે અવકાશ નથી

શુ આ જગતમા ત્યારે સુખ નહિ જ મળે ? શુ આ જગતમા શાતિનુ સ્થળ શોધવાનો આપણો પ્રયાસ નિરથક જ નીવડશે ? આ બાબતનો આપણે નિર્ણય કરી શકીએ તે સારૂ એક ટુકુ દ્રષ્ટાન્ત હુ આપસન્મુખ રજુ કરૂ છુ કવિ ગોલ્ડસ્મીથનો પ્રયાસ પણ આ જગતમા શાતિનુ સ્થળ શોધવાનો હતો કે જ્યા જઇને રહેવાથી પરમશાતિનો લાભ મેળવી શકાય તે વાસ્તે તે યુરોપના આલપ્સ નામના એક ઉચ્ચ પર્વત ચઢયો, અને ત્યાથી આખા યુરોપ પર, તેણે

પોતાની માનસિક દૃષ્ટિ ફેરવી. પોતાની તળેટીએ આવેલા ઈટાલી દેશ ભણી તેણે પ્રથમ નજર કરી તે દેશ ફળદ્રુપ છે, અનેક પ્રકારના ફુલફુલો ત્યા ઉગી રહેલા છે, અને કુદરત સર્વ વાતે અનુકુળ છે, પણ ત્યાના માણુસો વિષયી, દુરાચારી અને ઠીંગણા છે । માટે આ દેશમા તો પરમ શાંતિ મળી શકશે નહિ તે પછી તેણે ફ્રાન્સ, સ્વીટઝર્લેંડ, ગ્રેટબ્રીટન વગેરે અનેક દેશો તપાસ્યા દરેકમા ગુણ અને દોષ આવી રહેલા તેને ભાસ્યા, એકાંત સુખનો પ્રદેશ તેની વિશાળ દૃષ્ટિને દેખાયો નહિ છેવટે તે પોતાની શોધમા થાકયો, અને તે સમયે તેના મુખમાથી નીચે જણાવેલા ઉદ્ગારો નીકળી પડયા

Vain very vain my weary search to find
That bliss which only centres in the mind
Still to ourselves in every place consigned
Our own felicity we make or find

જે સુખ મનની અંદર રહેલુ છે. તે સુખનો પ્રદેશ આ જગતમા શોધી કાઢવાનો મ્હારો પ્રયાસ નિષ્ફળ ગયો તોપણ હુ એક એવા અનુમાન પર આવ્યો છુ કે જુલમી રાજાઓ આપણાપર ગર્જના કરે, અને જુલમી કાયદાઓ આપણાપર વર્તે છતા સુખ મેળવવાનુ પરમ સાધન પોતાનો આત્મા છે આત્મામાં સર્વ સુખ આવી વસેલુ છે આ તેનો નિષ્ફળ થયેલો પ્રયાસ એક રીતે સફળ થયેલો માનીએ તો તેમાં કાંઈ અવાસ્તવિક નથી કારણકે જો બાહ્ય પ્રદેશમા તેને સુખ ન મળ્યુ તો તે આત્મામા શોધતો થયો કારણ કે ખરા જીગરથી અને શુદ્ધ મનથી કરેલો પ્રયાસ કદાપિ નિષ્ફળ નીવડતો નથી આ ઉપરથી કહેવાનો ભાવાર્થ એમ નથી કે જગતમા સુખ કે શાંતિ નથી, એમ કહેવુ તે તો મિથ્યા છે, પણ તે સુખ ઐન્દ્રજાલિક છે, અને તે પ્રાપ્ત કર્યા પછી બીજા સુખની આકાંક્ષા રહે છે, માટે ચિરકાલીન સુખ પ્રાપ્ત કરી શકે તેવા મનુષ્યોના પ્રયાસને તે

કાળમા દૂર ગયા પછીની આપણા મનની સ્થિતિમા આ શમાન જમીન જેટલો ફરક પડી જાય છે આટલુ વિવેચન એક મુદ્દો આપણી સન્મુખ ધરે છે અને તે એ છે કે કાળમા કે પ્રદેશમા દૂર જવાથી આપણા મનની જે સ્થિતિ થાય છે, તે સ્થિતિ તેજ સમયે અને તેજ પ્રદેશમાં રાખી શકાય તો ખરીશાતિ પ્રાપ્ત કરવાનુ કાંઈક સાધન આપણને પ્રાપ્ત થયુ એમ માની શકાય તે વાસ્તે મનને અ ત મુખ વાળતા શિખવુ જોઇએ. કારણ કે મનની શાતિ રાખવાને દરેક પ્રસ ગે તીર્થયાત્રાએ કે શાતસ્થળમા જવાનુ બની શકે નહિ, પણ મનને અ તર્મુખ વાળવાનુ કામ તો દરેક માણસ કરી શકે તેમ છે આપણે સ જોગોને આધીન થવુ નહિ, પણ સ જોગોને આપણા આધીન કરવા મથવુ જોઇએ, સ જોગો બદલાય, પણ આપણે આપણા મન ઉપરનો નિગ્રહ ખોવો જોઇએ નહિ જો કે મન વશ કરવુ એ કામ સુગમ નથી, પણ મન વશ કરવામાજ શાતિનો માર્ગ રહેલો છે "મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ, એ વાત નહિ ખોટીજી, પણ કહે સાધ્યુ તે નવિ માનુ એ વાત છે મોટીજી" એ આનદઘનજી મહારાજનુ વાકય પણ આપણને મન સયમની દુષ્કરતા બતાવે છે છતા મન, વશ કરી શકાય છે તેને વાસ્તે બે માગ છે, અભ્યાસ અને વૈરાગ્ય તે શબ્દો ઉપર વિવેચન કરવાનો અત્રે અવકાશ નથી ।

શુ આ જગતમા ત્યારે સુખ નહિ જ મળે ? શુ આ જગતમા શાતિનુ સ્થળ શોધવાનો આપણો પ્રયાસ નિરથક જ નીવડશે ? આ બાબતનો આપણે નિર્ણય કરી શકીએ તે સારૂ એક ટુકુ દૃષ્ટાન્ત હુ આપસન્મુખ રજુ કરૂ છુ કવિ ગોલ્ડસ્મીથનો પ્રયાસ પણ આ જગતમા શાતિનુ સ્થળ શોધવાનો હતો કે જ્યા જઇને રહેવાથી પરમશાતિનો લાભ મેળવી શકાય તે વાસ્તે તે યુરોપના આલ્પ્સ નામના એક ઉચ્ચ પર્વત ચઢયો, અને ત્યાથી આખા યુરોપ પર તેણે

છે મનમાં અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ ઉઠે છે, અનેક પ્રકારની વાસનાઓ અને વિચારો જાગૃત થાય છે દુનિયાના વિવિધ પદાર્થોને લીધે આ રીતે મન અસ્થિર બને છે પણ મન તે આત્મા નથી એ વિસરવુ જોઇતુ નથી મનની અદર ઉત્પન્ન થતા આ તરગો અને વિકારો ખરા આત્માને જરાપણ અસર કરી શકતા નથી મનરૂપી સમુદ્રમા ગમે તેવા ઉછાળા અને કલ્લોલો ઉત્પન્ન થાય, પણ ખડક ઉપર રહેલા આત્માને તે અસર કરી શકતા નથી આત્મા સ્વભાવેજ આનદમય અને શાત છે મન, દેહ અને ઇન્દ્રિયો રૂપ પોતાના સાધનો સાથે પોતાની એકયતા તે અજ્ઞાનથી સ્વીકારે છે, અને તેથી તે દુખ અનુભવે છે પણ આ અધ્યાસ છુટી જાય, અને પોતે જો પોતાનુ ખરૂ સ્વરૂપ સમજતો થાય, તો પછી ઉદ્વેગ કરનારા કારણોની તેના ઉપર જરા સરખી પણ અસર થઇ શકશે નહિ, મારાપણાનો ભાવ–મમત્વ એજ દુખનુ કારણ છે તે ઉપર એક ટુક દ્રષ્ટાન્ત નીચે પ્રમાણે છે એક માણસ પોતાના બે વર્ષના એક નાના પુત્રને અને સ્ત્રીને મુકી અમદાવાદથી મુબાઇ ગયો હતો તે વાતને બાર વર્ષ વીતી ગયા સ્ત્રીએ અનેક કાગળ લખાવ્યા પણ મુબાઇથી તે આવ્યો નહિ ત્યારે સ્ત્રીએ એવુ કાગળમા લખાવરાવ્યુ કે જો તમે હવે નહિ આવો તો આ તમારા પુત્રને તમને તેડવા સારૂ મુબાઇ મોકલીશ આ કાગળનો પણ ઉત્તર ન મળ્યો એટલે તે સ્ત્રીએ પોતાના પુત્રને ગાડીમા બેસાર્યો, અને તેજ દિવસે તે પતિ પણ ઘણા કાગળોના બળથી, તેમજ પોતાના પુત્ર અને સ્ત્રીને મળ્યે ઘણા વર્ષ થયેલા હોવાથી, મુબાઇથી ગાડીમા બેઠો તે વખત અમદાવાદથી ટ્રેઇન સીધી મુબાઇ જતી ન હતી, પણ સુરત અટકતી હતી, તેથી બન્ને ટ્રેઇનો સુરત આગળ મળી, બન્ને લોગેજોગે એકજ ધર્મશાળામા રાત્રિ રહ્યા. બન્ને એક બીજાને ઓળખતા નહતા કારણકે તે

બાળક તો પિતાને શીજ રીતે ઓળખે! અને એ વર્ષનો, પુત્ર હાલ ચાૈદ વર્ષનો થયેલો, હોવાથી કાઇ, પણ નીશાની સિવાય રાત્રિમા એકાએક પિતાથી પણ ઓળખાય નહિ ત્યા રાત્રિમા એમએક તે પુત્રને પેટમાં ચુક આવી, અને તે બુમો પાડવા લાગ્યો, કેટલાક ધર્મશાળામા ઉતરેલા મુસાફરોને દયા આવી, અને તેની બરદાસ કરી, પણ દુખ વધ્યુ, અને પ્રાત કાળમા તે મરણ પામ્યો આ બધી બુમો તે પિતાને કાને પડી હતી પણ કોઇક જાત્રાળુ હશે, હુ શા સારૂ મારી નિદ્રા ખોઉ ? એમ ધારી નિરાતે સુઇ રહ્યો હતો જ્યારે તે મરણ પામ્યો ત્યારે તો તે ધર્મશાળાના બાધા માણસો તે કોણ છે તે જેવાને એકત્ર થયા ત્યા તેનો પિતા પણ ગયો ત્યા તેની પાસેથી એક કાગળની પોટકી નીકળી તેમા પોતે લખેલા કેટલાક કાગળો તે પિતાએ દીઠા, અને તેની સાથે તેની ચાૈદ વર્ષની ઉમ્મર જેવામા આવી, તરતજ તેણે પોતાના પુત્રને ઓળખ્યો, અને તે છાતીફાટ રડયો સદગૃહસ્થો! તેને દુખ થવાનુ કારણ શુ થયુ ? તેનો મમત્વભાવ એજ તેના દુખનુ પરમકારણ હતુ -આખી રાત તે છોકરાએ બુમો પાડી, ત્યારે તેણે જરા સરખુ પણ ધ્યાન આપ્યુ નહતુ, પણ જ્યા "આતો મારો પુત્ર છે" એમ તેના જાણવામાં આવ્યુ, ત્યારે દુખી થયુ, માટે અહમમત્વ એજ માણસને દુખમા નાખે છે

સ્વરોદયમા શ્રી ચિદાનદજી મહારાજ કહે છે કે —

નિજરૂપા નિજ વસ્તુ હૈ, પરરૂપા પરવસ્ત,
જેણે જાણ્યો પેચ એ, તેણે જાણ્યુ સમસ્ત
વિનાશી પુદ્ગલ દશા, અવિનાશી તુ આપ,
આપોઆપ વિચારતા, મટે પુન્ય અરૂ પાપ

આત્મા એજ પોતાની વસ્તુ છે, અને તે સિવાયના સર્વ પદાર્થો દેહ ઇન્દ્રિયો અને મન પણ પુદ્ગલિક છે. આ પ્રમાણે જે પુદ્ગલ અને ચેતનના વચ્ચેનો ભેદ યથાર્થ

સમજે છે, તે પુદ્‌ગલવસ્તુમા રાચતો નથી પૌદ્‌ગલિક પદાર્થ તેને આનદ આપતા નથી, અને પૌદ્‌ગલિક પદાર્થોની પ્રાપ્તિ કે હાનિ તેની અંતર શાતિમા વિઘ્નકારક નીવડતી નથી. આ સ્થિતિ–આવી પરમ શાતિ–એકદમ પ્રાપ્ત થઇ શકે નહિ પણ તેને વાસ્તે પ્રયાસ કરવાની જરૂર છે તેને સારૂ કેટલીક ઉપાયો યોજવાની જરૂર છે–હવે તે કયા ઉપાયો છે તેનો આપણે વિચાર કરીએ તેને વાસ્તે અનેક ઉપાયો છે પણ સર્વ વિચારવાનો અત્રે અવકાશ નથી માટે તેમાંથી બે ત્રણ મુખ્ય ઉપાયો આપણે અત્રે વિચારીશુ તે ત્રણ નીચે પ્રમાણે છે. ૧ વૈરાગ્ય ૨ કાર્યફળની નિરીચ્છા અને ૩ આત્માનુ ધ્યાન એકદમ સર્વ વસ્તુ ઉપર વૈરાગ્ય અથવા વિરતિ આવી શકે નહિ, પણ તેને વાસ્તે પ્રયાસ તો આપણે કરી શકીએ, આપણે નાની નાની બાબતોમા વૈરાગ્યવૃત્તિ ધારણ કરતા શિખવુ જોઇએ ભોજન સારૂ થયુ કે ખોટુ, ચાક બરાબર પીતીયુ ધોયુ કે નહિ, કોઇ સ્વાદિષ્ટ પદાર્થ આપણને ખાવા સારૂ મળ્યો કે ન મળ્યો આપણને કોઇએ આગળ બેસાર્યા કે પાછળ રાખ્યા, આ સવ નાની બાબતો તરફ આપણે પ્રથમ વૈરાગ્ય ધારણ કરવો જોઇએ નજીવી બાબતનુ સુખ મળ્યુ, તો તેમા હર્ષ ન આ-નવો તેમજ તે તે વસ્તુ ન મળી તો તેથી અત્યત દીલગીર થવુ નહિ, પણ મનની સમતોલવૃત્તિ રાખવી જોઇએ આ રીતે આપણે શાતિ મેળવી શકીશુ એટલુ જ નહિ પણ આપણા કરતા વધારે હલકી સ્થિતિના માણસો જેઓ સ-હજ બાબતમા ઉશ્કેરાઈ જાય છે, અને મનની શાતિ ખોઇ બેસે છે, તેઓને આપણે સહાય આપી શકીશુ, આ બાબતમા નિયમિતતા બહુ ઉપયોગી છે શરીર અને ઇ-ન્દ્રિયો કાબુમા રહે તે પ્રમાણે આપણે પ્રયત્ન કરવો જોઇએ. ઇન્દ્રિયોને મારી નાખવાની નથી, તેમ શરીરનો નાશ ક-રવાનો નથી કારણ કે તે સર્વ ઉપયોગી છે તે સર્વ ઉપ-

યોગી સાધનો છે પણ જેમ ઘોડાને ,મારી નહિ નાખતાં આપણે વશ કરીએ છીએ કારણકે તેથી મન પણ બાહ્ય વિષયોમા ભટકતુ અટકશે ,અને શાતિ પ્રાપ્ત કરશે બીજો માર્ગ આપણુ કર્તવ્ય બજાવ્યા પછી તે કાર્યફળની ઇચ્છાઓ તરફ બેદરકારી રાખવાનો છે આ ઉપરથી આપણે એમ ન ,સમજવુ કે આપણા કાયનુ કામે તેવુ ફળ આવે તે તરફ દુલક્ષ રાખવુ કાયનુ ફળ તો જરૂર; વિચારવુ, કારણ કે ફળ ઉપરથી આપણુને ઘણો અનુભવ મળે છે કહેવાનો ભાવાર્થ એ છે કે આપણે અમુક કાર્ય આપણે આપણી સપૂર્ણ સમજશક્તિથી, અને શુદ્ધ આશયથી કરીએ પછી તેના ફળની દરકાર રાખવી જોઇએ નહિ, અને તેના ફળસબધી ચિતા કરવી જોઇએ નહિ જે કાર્ય થયુ તે ન થયુ થવાનુ નથી, અને ચિતાથી ગને ઉદ્વેગથી આપણુને કાઈ પણ લાભ મળતો નથી જ્યારે પરિણામ આવે ત્યારે આગળ ઉપર આપણુને લાભકારી થાય માટે તે ધ્યાનમા રાખવુ જોઇએ પણ ચિતાને હૃદયમા સ્થાન આપવુ જોઇએ નહિ તેમજ તે વખતે અત્યતર હર્ષિત કે દીલગીર થવુ નહિ કારણકે તેથી આપણે આપણા હાલના કાયને વાસ્તે અયોગ્ય બનીએ છીએ અને આપણુ કતવ્ય બરાબર બજાવી શકતા નથી હર્ષ કે શોકને વાસ્તે મનમા જરા પણ સ્થાન મળવુ નજોઇએ સારો પરિણામ આવે તો તે કાયમા મડયા રહેવુ, પણ જો પરિણામ દુખકારી આવે તો આપણી ભૂલ આપણે શોધવી, અને ભૂલ ફરીથી ન થાય તેવો પ્રયત્ન કરવો, આ રીતે કાર્યના ફળ તરફ ઉદાસીન ભાવ રાખવાથી આપણે આત્મશાતિ પ્રાપ્ત કરી શકીએ છીએ કારણકે પૂર્વકૃતકર્મ પ્રમાણે ફળ મળે છે, માટે હર્ષ શોક ધરવો તે મિથ્યા છે, અને આત્મા તેથી તદ્દન અલગ છે આત્મશાતિમા આવી ચિતાથી વિઘ્ન થવા દેવુ નહિ

મનની શાતિનો નાશ કરનાર, શરીરબળ અને મનો

કાળને, નિ સત્ત્વ બનાવનાર ચિ તારૂપ રાક્ષસી છે જે આણ સ અધ્યાત્મમાર્ગમા આગળ વધેલો હોય તેનુ વદન નિરતર આન દથી, પ્રફુલ્લિત હોવુ જોઇએ આન દની ખુમારી તેના મુખપર પ્રકાશવી જોઇએ ઘણા મનુષ્યો બ્હારથી હસવાનો ડોળ રાખે છે, અને પોતે સુખી હોય એવુ બાહ્ય સ્વરૂપ રાખે છે, પણ તેમનુ અ તર તપાસીએ તો આપણને જણાયા વગર નહિ રહે કે ચિ તારૂપી કીડો તેમનુ હૃદય પ્રતિક્ષણે કોતરી ખાય છે પણ જે અધ્યાત્મમાર્ગનો ખરો જાણકાર હોય છે તેને કર્મના નિયમમા અને આત્માના આન દમય અને નિર્વિકારી સ્વરૂપમા સ પૂર્ણ પ્રતીતિ હોય છે, અને તેથી પૂર્વકૃતકર્મને લીધે આવતા સુખદુ ખના પ્રસ ગોથી આત્માના આન દમય સ્વભાવને અને આત્માની શાતિને અડચણ આવવા દેતો નથી

ત્રીજો માર્ગ આત્માનુ ધ્યાન છે આત્મા સ્વભાવે શાત છે, આન દમય છે, જ્ઞાનમય છે હુ તે આત્મા છુ, એવુ નિરતર ધ્યાન કરવુ, અને મન બાહ્યવિષયમા રખડતુ હોય, તેને અભ્યાસથી આત્માપર સ્થિર કરવુ મન ચ ચલ છે, અને ક્ષણે ક્ષણે ભટકવા માડશે પણ તેને સ્થિર કરવાનો અભ્યાસ કરવો જોઇએ, આ કામ બહુજ દુષ્કર છે, પણ તે થઈ શકે તેમ છે પુર્વ કાળમા થઈ ગયેલા ઘણા તીર્થ કરો તે કામ કરી શકયા છે, આચાર્યો પણ થોડે ઘણે અશે તે કાર્ય કરવા સમર્થ થયા હતા આપણો આત્મા પણ સ્વરૂપમા સત્તામા તેમના આત્માની સમાન છે માટે આપણે પણ તે આત્માનુ ધ્યાન કરી શકીશુ એ નિ સશય છે તેને વાસ્તે અમુક સમય પસ દ કરવો જોઇએ દાખલા તરીકે પ્રાત કાળનો સમય બહુઅનુકૂળ પડશે તે સમયે મનને અ તર્મુખ વાળવુ જોઇએ આમ પ્રતિદિન પ્રયત્ન કરવાથી મન ધીમે ધીમે આત્માના રમતુ થશે આત્મિક શાતિ અને આન દનો સહેજ અનુભવ થતા બાહ્યવિષ

તેને તેટલા સુખ આપનારા લાગશે નહિ અને તેથી તે મન પોતાની મેળે આત્માનુ ધ્યાન કરવા વિશેષ વિશેષ પ્રેરાશે. સારી વસ્તુ મળતા હલકી વસ્તુનો ત્યાગ થાય એ સ્વાભાવિક નિયમ છે ધ્યાનમાર્ગનો આ વિષય નથી, માટે આ સબધમા હુ વિશેષ અને કહેવા માગતો નથી આ રીતે આ ત્રણુ માર્ગનુ આલબન કરવાથી, અને તે પ્રમાણે વર્તન રાખવાથી માણસ ધીમે ધીમે પોતાના આત્મામા રહેલી શાતિ પ્રાપ્ત કરી શકશે જેમ કસ્તુરીઓ મૃગ કસ્તુરી પોતાની નાભિમા રહેલી છે, છતાં આખા જંગલમા તે પ્રાપ્ત કરવા સારૂ રખડે છે, તેમ આત્મામા અનત સુખ અને શાતિ રહેલા છતાં, આપણે અજ્ઞાનથી બાહ્ય વિષયોમાં તે શોધવા અટકીએ છીએ, પણ અંતે થાકીએ છીએ, ત્યારે આત્મા તરફ વળીએ છીએ, અને આત્મા પરમશાતિનુ ધામ હોવાથી ત્યા અને કેવળ ત્યાજ આપણે તે પ્રાપ્ત કરી શકીશુ ૐ શાતિ શાતિ શાતિ

---

## भातृभाव

---

(લખણકર્તા લલુભાઇ કરમચંદ દલાલ)

પ્રીય સજ્જનો! શુ તમે આ સસારની ઉપાધીમય ખટપટોનો અનુભવ જોયો નહિ? જવાબ આપવોજ પડશે કે જોયો. અનુભવ્યો, તેમા પણ વિચારશીલોએ તો કડવો અનુભવ જોયો એમ કહી તેથી વિરક્ત થવાને પણ ઉત્સુક બની રહ્યા હશે, પણ તેમાના ઘણા ખરા, ખરો માર્ગ હાથ લાગતો નથી, આ ઉગારો કહાડતા હશે

બંધુઓ! જો તમોને જીજ્ઞાસા થઇ હોય તો, જે મહાત્માઓએ જે માર્ગ પોતાનુ કાર્ય સાધ્ય જોયું અને તે આપણા ઉપગાર માટે જણાવી ગયા છે તે તરફ પ્રીતિપુર્વ-

કે લક્ષ આપો, વસ્તુ પાસે છે પણ કસ્તુરીઆમૃગની માફક આપણે બીજે શોધતા હોવાથી તે કેમ સાપડે ? જ્યા સુધી તેનુ ખરૂ સ્થાન જાણવા પ્રયત્ન થાય નહિ–સ્થાન જણાય નહિ ત્યા સુધી સત્ય શાન્તી કેમ મળે ?

પડતા દુઃખો માટે રૂદન કરોછો પણ ભીખારીઓ પાસે ભીખ માગવાનો ઉદ્યમ કેવો, નીવડે ? દાતારો જ સુખ આપી શકે.

રાજા કે રંક, બાળક કે વૃદ્ધ, વિદ્વાન કે અજ્ઞાન, સ્ત્રી કે પુરૂષ, દરેક જીવો કલ્યાણ ઈચ્છે છે તે તો નક્કી જ છે અને તે માટે માર્ગ એક જ છે "આત્મમાર્ગ, આત્મધર્મ જ છે" ભવભીરૂ બંધુઓને આ માર્ગ તરત રૂચશે અને અન્યજનો માટે તેઓનુ હૃદય જ સાક્ષિ આપશે.

સ્વાલ થશે કે, આત્મધર્મ કયા છે ? શુ છે ? માર્ગ કયો છે ? ક્યાથી જવુ ? બેશક, આ સર્વ વ્યાજબી પ્રશ્નો છે પણ અધીરા બનશો નહિ છે તો નજીક પણ જેમ નાટકવાલાઓ, પહેલો મુખ્ય પડદો જ્યા સુધી ઉપાડતા નથી ત્યા સુધી આપણે નાટ્યગૃહમા જતા છતા ખેલો જોઇ શકતા નથી તે રીતે આપણે જાણવુ જોઇએ કે, આ દ્રષ્ટાંત આ પણા ચરીત્ર માટે લાગુ પાડી આત્મમાર્ગના આવરણરૂપી અજ્ઞાનપડદો ઉચો કર્યાવિના–દુર કર્યા વિના આત્મમાર્ગ નહી જ જોઇ શકીએ અને તેની અંદર રહેલા અનંત સુખમય ખેલો નહી જ જોઇ શકીએ

નાટ્યગૃહમાં પડદો ઉપડ્યો ન હોય, ખરી રીતે ટાઈમ પણ બાકી રહ્યો હોય છતા સીટીઓ વગાડી, પાટીઆ ઉપર ગોદાઓ મારી અનેક માથાકુટો કરી, જલદી ખેલ જોવા ઉતાવળા થઈ જાઓ છો, દ્રવ્ય પણ ખર્ચો છો, ઉજાગરા કરો છો, અને કદાચ બીજે દીવસે ઉજાગરો કહાડવા વખત લેતા કેટલુક નુકશાન પણ ખમો છો પણ શું કોઈ દિવસ આત્મમાર્ગનો પડદો ઉચો કરવા અને

અદ્દભુત એલો નીહાળવા, તેમાંનો કિંચીત પ્રયત્ન કર્યો છે જવાબ નકારનોજ મળશે ત્યારે હવે ધીરા થાઓ, શાન્તિ ચિત્તે વિચાર કરતા શીખો તત્વવેત્તા જ્ઞાની ગુરૂઓ, અને તેઓનાજ પુસ્તકો અહોનિશ વાંચો, અનુભવજ્ઞાન આ પણને એકદમ આત્મનગર બતાવશે તે એક અદ્દભુત નગર છે, ત્યા એકાતસુખ છે—તેમા તદાકારે રહેવાય તો જ અનુભવાય છે, જ્ઞાન તેનો દરવાજો છે, અને ભ્રાતૃભાવ એ એક સમથ ભોમીયો મિત્ર છે

ગૃહસ્થ હો કે ત્યાગી હો પણ દરેકે આ માર્ગ માટે પુરતી જીજ્ઞાસા કરી ન હોય, કરે નહી, ત્યા સુધી તેઓ ખરો માર્ગ પામશે એમ અનુભવીઓ કહી શકયા નથી અને તે સત્ય જ જણાય છે

સજ્જનો ઘણા વખતથી આ વિચાર આપણામાના ઘણાઓએ કર્યો નથી અને તેથી એકદમ આ વિષયપર લક્ષ ન દોરાય તે બનવા જેગ છે છતા પણ આગ્રહ કરવો પડશે કે સુખની વાચ્છાવાળા જીવો ! આ ઉપર જ શ્રદ્ધા રાખો, શ્રદ્ધા રાખો અને તેમા જ કલ્યાણ છે

કેમકે, સસારી કામમા અનુભવ્યુ હશે કે, દાટીઆ ભાગી નાખનાર વચનો વદવાથી કઈ કામ થતુ હોય તો પણ—નાહિમતે—પડી ભાગે છે માટે હિમતવાન બનો, શુરવીર થાઓ, સઘળુ બની શકશે આત્મશ્રદ્ધા પોતાની અને પરની પ્રગટાવવી તે એક મોટુ પુન્યદાન છે, ભાવ દાન છે ત્યારે તે શ્રદ્ધાનો નાશ કરવો કે કરાવવો તે મોટામા મોટુ પાપ છે બસ હવે જાણી શકયા હો તો જ્યા જાઓ ત્યા આત્મશ્રદ્ધા સચોટ થવાની જ વાતો કરો, તે પ્રકારે કામ કરો, અને તેથી જ જગત જીવોનો ઉધ્ધાર થશે એમ નક્કી સમજો

હુ સર્વ કરવાને સમથ છુ, એ પ્રકારની આત્મશ્ર

શ્રદ્ધાને સપૂર્ણ વ્રતયત રાખી અતથી, ઉધમવંત રહેનારાજ કલ્યાણ કરી સકશે.

પુન્ય અને પાપ તે શુભ અશુભ, સત્ય અસત્ય ઉધમનુ જ ફળ છે ઉધમથી જ સર્વ કાર્યો સિદ્ધ થાય છે તીર્થકરપણુ—અને છેવટે મોક્ષપણુ પણ—ઉધમથી જ પ્રાપ્ત થાય છે બેશક તે શુભ અને સતત્ ઉદ્યોગ જ હોવો જોઇએ, માટે જે દીશા તરફ જવું હોય તે તરફ પ્રયાણ કરો તો ધારેલ સ્થાન જલદી આવશે ઉલટી દીશાએ જઇએ તો ઉલટુ તે સ્થાન દુર જ જાય એ રીતે જોવો છે આત્મ માર્ગ અને જવુ છે શાન્તસ્થલે, ત્યારે કામ તેના વિરૂદ્ધ ના કરો તો શાન્ત સ્થલ કયાથી મેળવાય ?

ખાવાપીવાની ફરવા હરવાની, મોજશોખ કરવાની, નાટક ચેટક આદી જોવાની અને તેવો જ વ્યવહારના બીજા અમપ્રય કાર્યો કે જે ઉલટી દીશાએ લઇ જનારા છે તે માટે ફુરસુદ મેળવો, તેમા જ મગ્ન રહો, અને પુન્ય ઉપાર્જનાદીક કાર્યો ન કરો, તો પછી ખરા માર્ગે ચોલો છો તેમ કોણ કહેશે!

વિધા, જ્ઞાન, શાસ્ત્ર, જ્ઞાનીઓ, તત્વવેત્તાઓ ઉત્પન્ન થવા એ સર્વેનુ મૂળશુ છે? આત્મા, આત્મા, અને આત્મ શ્રદ્ધાજ છે, અને તે વિચાર કરનારને નિશ્ચય થયા વીના નહી રહે, આત્મશક્તિ માટે બધુઓ, તીર્થંકરોના ચરીત્ર અહોનીશ સાભળનારાઓને વધુ કહેવા જરૂર રહેતી નથી છતા શક્તિઅનુસાર મહાત્માઓ જે કઇ કહે છે તે જણાવવાની જરૂર જોઇએ.

નાનો બાળક શરૂઆતમા એકડો શીખતા ૬ માસ કાઢે અને તે જ બાળક થોડા સમયમાં એક જસ્ટીસ યા બારીસ્ટરની પદવી મેળવે છે એ શક્તિ કયાથી નીકળી? શુ એકડો ભણતી વખતે તમોએ તેમ ધાર્યુ હોય છે! નહી જ. ત્યારે કહેવુ પડશે કે, આત્મશક્તિ અનંત છે, પણ પ્રગટ

"આ ગાથાનો ભાવાર્થ એ છે કે ધર્મનુ રહસ્ય સાંભળો, અને ધારણ કરી રાખો, અને પોતાને જે જે બાબતો પ્રતિકુળ હોય તે પર-પ્રત્યે આચરો નહિ" આ અપુર્વ ગાથા અહોનીશ સ્મરણમા રાખનાર અનુભવી શકશે કે જો મને અપ્રિય હોય તેવું બીજા તરફથી કંઈપણ આચરણ થાય તો મારો આત્મા દુભાય છે, ક્રોધ ચડે છે, વેર વાળવાનુ થાય છે, અનેક તર્ક વિતર્ક થાય છે, તો પછી, હુ બીજાપ્રત્યે તેવુજ કરૂ તો તેને કેમ તેવુ નહી થતુ હશે? અરે! તમો વિચારો કે તમારી પાસેથી કોઇ એક રૂપીઓજ માત્ર ચોરી કે છેતરી લઇ જાય તેમ તમારી સ્ત્રી કે માતા પ્રત્યે ખોટી નજરે નીહાળે, તમને મારે ગાળો દે, તમારૂ ભુંડુ બોલે, તો તમોને કેવુ લાગે છે? બહુજ માઠુ અને દુખ ઉત્પન્ન કરનારૂ લાગે છે ત્યારે, તેજ વિચારો જો તમો બીજા પ્રત્યે તેમ કરો તો બીજા જીવોને શુ તમારી માફક માઠુ નહી લાગતુ હશે? લાગેજ અને તેથીજ જો અરસપરસ મૈત્રીભાવના સેવાયતો મજકુર કલહો ઉત્પન્ન થાયજ નહી કદાચ ઉત્પન થવાના કારણો થાય, તો કેમ કરવુ? તેમાટે બીજી, ત્રીજી, ચોથી, ભાવના બહુજ ઉત્તમ માર્ગ દર્શાવે છે ભાતૃભાવ જે આત્મામા જ્યા સુધી ઉત્પન્ન થયો નથી ત્યાં સુધી, તે આત્મા, પરમાત્માપદ પામે તેમ કહી શકાતુ નથી સર્વ પ્રાણીમાત્ર ઉપર પ્રેમ, દયા, કરૂણા, સદુપદેશ, કરવાથીજ પોતાનો આત્મા કૃતાર્થ થાય છે, ઉચ્ચપદ પ્રાપ્ત કરે છે સર્વ જીવો ઉપર પ્રેમભાવ રાખતા શીખો, નાનો હો, કે મોટો, શત્રુ હો કે મિત્ર, પણ કોઈનુ અહિત તો ઇચ્છશોજ નહિ કારણ દોષિત મનથી તમો પોતેજ દોષીલા બનશો જ્યા સુધી તમારૂ મન દોષી છે, ત્યા સુધી તમો પ્રેમસ્થાન બની શકશોજ નહી, અને શુદ્ધ પ્રેમ વિના કઇ થવુ જ નથી માટે જ્યા ત્યા પ્રેમજ રાખો પ્રેમ, દયામય પ્રેમ, નિર્મલ પ્રેમ જોઇએ અને તે

કરવા જેને સતત ઉદ્યમ કર્યા છે, તેનો જ ઉદ્યોગ સફળ થયો છે

બેશક જીવોની યોગ્યતા અને પૂર્વકર્મનો સબંધ ઓછો નથી; કાચા ઘડામાં પાણી ટકી શકે નહી તેમ યોગ્યતા વીનાના જીવને આ અધ્યાત્મ જ્ઞાન પચી શકે નહી

મહાત્માઓ યોગ્યતા જોઈને જ કામ કરે છે તેમ જીવો તેવા મહાત્મા ગુરૂઓની અહોનિશ સેવામાં તત્પર જ રહે છે અને તેઓજ કાર્ય સાધી શકે છે

સજ્જનો વિષય કરતાં પ્રસ્તાવના મોટી જણાશે પણ વિષય અને પ્રસ્તાવનાને અખંડ સબંધ હોવાથી જ તેમ કરવું પડયું છે, અને હવે પછી પણ તેવું થોડું ઘણું આવે તો કંટાળશો નહી, કારણ આ વિષય તેમ જ રજુ થવાનો વિષય પણ સંપુર્ણ સંબંધ ધરાવનારો છે હવે ભાતૃભાવ એટલે શું? તેના પ્રકાર અને તે માટે બીજા કેટલા વિષયો પરત્વે યથાશક્તિ વિવેચન કરીશું

મૈત્રીભાવના, પ્રમોદભાવના, કારુણ્યભાવના, માધ્યસ્થભાવના, આ ચાર ભાવનાનું લક્ષણ સ્વરૂપ દરેકે સમજવું અને તે પ્રમાણે વર્તવું (ગુરૂશ્રીદ્વારા સંપૂર્ણ જાણવાનો ખપ કરવો)

(૧) મૈત્રીભાવના એમ કહે છે કે જગતવાસી દરેક જીવોને મિત્રતુલ્ય-બંધુતુલ્ય-માનો, કેમકે ખરી રીતે નથી કોઇ શત્રુ કે નથી કોઇ વૈરી; આ ભાવનાથી શું નિ બને? જગત જીવોપ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન કરવો અને પોતાનોજ તુલ્ય દરેકને જાણવા પછી વૈર વિરોધ, સારા મારાપણું, ક્યાં રહે! તેમ જ તેના અંગે અનેક કુકર્મો થતાં જોવાય છે તે બનવા પામે જ ક્યાંથી! આવો મહાન્ લાભ થાય, જ્યારે એક જ ભાવનાથી થાય, તો પછી ચારે ભાવના સાથેજ હોય પછી બાકી શું રહે?

"श्रूयतां धर्म सर्वस्वं, श्रुत्वाचैवा वधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥"

ध० स० स्त्रा० गा. २

"આ ગાથાનો ભાવાર્થ એછે કે ધર્મનું રહસ્ય સાભળો, અને ધારણ કરી રાખો, અને પોતાને જે જે બાબતો પ્રતિકુળ હોય તે પર-પ્રત્યે આચરો નહિ" આ અપુર્વ ગાથા અહોનીશ સ્મરણમા રાખનાર અનુભવી શકશે કે જેઆને અપ્રિય હોય તેવું બીજા તરફથી કંઇપણ આચરણ થાય તો મારો આત્મા દુભાય છે, ક્રોધ ચઢે છે, વેર બાધવાનુ થાય છે, અનેક તર્ક વિતર્ક થાય છે, તો પછી, હુ બીજાપ્રત્યે તેવુ જ કરૂં તો તેને કેમ તેવુ નહી થતુ હશે? અરે! તમો વિચારો કે તમારી પાસેથી કોઇ એક રૂપીઓજ માત્ર ચોરી કે છેતરી લઇ જાય તેમ તમારી સ્ત્રી કે માતા પ્રત્યે ખોટી નજરે નીહાળે, તમને મારે ગાળો દે, તમારૂ ભુડુ બોલે, તો તમોને કેવુ લાગે છે? બહુજ માઠુ અને દુખ ઉત્પન્ન કરનારૂ લાગે છે. ત્યારે, તેજ વિચારો જો તમો બીજા પ્રત્યે તેમ કરો તો બીજા જીવોને શુ તમારી માફક માઠુ નહી લાગતુ હશે? લાગેજ. અને તેથીજ જો અરસ પરસ મૈત્રીભાવના સેવાયતો મજકુર કલહો ઉત્પન થાયજ નહી કદાચ ઉત્પન થવાના કારણો થાય, તો કેમ કરવુ? તેમાટે બીજી, ત્રીજી, ચોથી, ભાવના બહુજ ઉત્તમ માર્ગ દર્શાવે છે ભ્રાતૃભાવ જે આત્મામા જ્યા સુધી ઉત્પન્ન થયો નથી ત્યા સુધી, તે આત્મા, પરમાત્માપદ પામે તેમ કહી શકાતુ નથી સર્વ પ્રાણીમાત્ર ઉપર પ્રેમ, દયા, કરૂણા, મદુપદેશ, કરવાથીજ પોતાનો આત્મા કૃતાર્થ થાય છે, ઉચ્ચપદ પ્રાપ્ત કરે છે સર્વ જીવો ઉપર પ્રેમભાવ રાખતા શીખો, નાનો હો, કે મોટો, શત્રુ હો કે મિત્ર, પણ કોઇનુ અહિત તો ઇચ્છશોજ નહિ, કારણ દોષિત મનથી તમો પોતેજ દોષીલા, બનશો જ્યા સુધી તમારૂં મન દોષી છે, ત્યાં સુધી તમો પ્રેમસ્થાન બની શકશોજ નહી, અને શુદ્ધ પ્રેમ વિના કંઇ થવુ જ નથી માટે જ્યા ત્યા પ્રેમજ રાખો પ્રેમ, દયામય પ્રેમ, નિર્મલ પ્રેમ લોઇએ અને તે

ચીના ઉચ્ચ ધોળી પ્રાપ્ત થવી નથી એ યાદ રાખજો આ પ્રેમ સ્વાયપ્રેમ નથી પણ દયામય, પરમાર્થમય પ્રેમ છે

શું એવી કોઇ જડી બુટી જોઇછે કે, સર્વ સંકટમાં થી રક્ષણ કરનાર, અંતઃકરણને શુદ્ધ કરનાર, જ્યાં જાઓ ત્યાં વિજયજ કરનાર છે હોય ! પ્રત્યુતર આ પશો કે નહી તો જાણો કે, ભુતમાત્રઉપર અમર્યાદ પ્રેમ ચલાવો અને પછી અનુભવપુર્વક જાણશો કે અપુર્વ જડીબુટી પ્રાપ્ત થઇ છે.

(૨) પ્રમોદભાવના -આ ભાવનાનો અર્થ, બીજાઓને સુખી જોઇ અનુમોદના કરવી, ઉલ્લાસીત થવું, આનંદીત થવું, વગેરે થાય છે અને તે એમ બતાવે છે કે તમો કર્મવશે દરીદ્ર હો, કૃપણ હો, દુખી હો, મૂર્ખ હો, અનેક સંકટો વેઠતા હો, સારૂ કામ કરતા પણ અપજશ મળે છે તેવી તમારી માન્યતા હો, અને બીજા જીવો અજકુર પ્રકારેથી કાયેલા હોય, ચઢતી સ્થીતીવાળા હોય, તો તમો તેઓની સ્થીતી પરત્વે ઇર્ષાની નજરેથી ન જોતા અતોષ માનો કે તે જીવે પુર્વે શુભ ઉદ્યોગ કર્યો છે અને તેથી શુભ સંજોગો પામ્યા છે અને હજુ પામશે ધન્ય છે તે જીવોને, અને તે વિશેષ સુખી થાઓ, એવી ભાવના તેજ પ્રમોદ ભાવના છે બંધુઓ ! પુન્યવાન જીવો ઉપર તેઓની પુન્ય રિદ્ધી ન જોઇ શકતા ક્રોધ કર્યો હોય છે ત્યારે શું તે પુન્યવાલા જીવની રીદ્ધી આપણને મળે છે ? શું તે પુન્ય વાલાનું કંઇ ઓછું થાય છે ? અનુભવપુર્વક જવાબ આપવો પડશે કે નહી ઉલટું પોતાને જ નુકશાન ખમવું પડે છે ત્યારે જો આ પ્રમોદભાવનાનું રહસ્ય, અહોનિશ ધ્યાનારૂઢ રહે તો કદી પણ ચઢતી સ્થીતીવાળા ઉપર ઇર્ષાની નજરથી જોવું થાય ? નહીજ બલકે એમ વિચાર થાય કે હું પણ તેવો કેમ ન થઇ શકું ? કારણ મારામા પણ અનંત શક્તિ છે અને તેથી જેઓના જેવું થવું છે

જીવે તે ઉપસર્ગો દુર કર્યા અને તેથી આશ્ચર્ય પામી-કમઠનો જીવ મેઘમાળી પણ ચકીત થઈ, પ્રભુને ખમાવી-અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરવા લાગ્યો. અહો! જગતબંધુઓ! આ ચરીત્ર વિચારો, મહાત્મા વીરપ્રભુ અને પાર્શ્વપ્રભુની કેવી કરૂણા કેવો ભ્રાતૃભાવ! કેવી કૃપા! શું તેઓ તે ઉપદ્રવ દુર કરવા શક્તિવાન નહોતા? સમ્પુર્ણ હતા પણ જાણતા હતા કે કર્મવશ જીવોપ્રત્યે કરૂણાજ જોઈએ ઉપરાંત પોતાના સમભાવથી જરાપણ ખસવું ન જોઈએ તે નીશાન હતુ તેથીજ વૈરીપ્રત્યે ક્રોધ નહી પણ પ્રેમ, દયા, કરૂણા, અને સદુપદેશનોજ ઉપયોગ કરી બીજા જાણોને પણ શાન્તસ્થલે લઈ જવાનોજ ઉપકાર કરતા હતા. માટે આપણો પણ તેજ માર્ગ હોવો જોઈએ.

જીવો આ જાણી ક્રોધ ત્યાગે, ક્ષમા આદરે, તોજ કલ્યાણ છે શ્રીમદ્ યશોવિજય મહાત્મા શું કહે છે

क्रोध ते बोध निरोध छे, क्रोध ते संजमघाती रे।
क्रोध ते नरकनुं बारणुं, क्रोध दुरित पक्षपाती रे ॥

ગંભીરવાણીયુક્ત આ પદ, આપણી અજ્ઞાનતાને બહુજ શરૂ ઉપદેશ કરે છે, કહે છે કે તપનું અજીર્ણ ક્રોધ છે. જો આ વાતનો અનુભવ હોય તો તેનાથી બચો, જરૂર બચો તપ વિના કર્મો તપાતા નથી, કપાતા નથી, દુર થતા નથી, તો એક ક્રોધ કેટલુ નુકશાન કરે છે તે વિચારો, બોધનો નિરોધ કરે, ચારિત્રથી પાડે, ઉચ્ચ સ્થીતીના બદલે નરકદ્વાર સમીપ લઈ જાય એવા ક્રોધને કેમ દુર ન કરવો? જો ક્રોધ ત્યાગવા, ક્ષમા આદરવા ઈચ્છા હોય તો શ્રીવીરપ્રભુ અને પાર્શ્વપ્રભુના ચરિત્રાતરફ અહોનિશ ધ્યાન રાખતા રહેવુ એ ઉત્તમ ચરિત્ર આપણને વીકટ માર્ગ સરળ કરી દેને.

(૪) માધ્યસ્થભાવના, આ શબ્દજ કહે છે કે માધ્યસ્થ રહેવુ 'જણે ભાવના પ્રમાણે' ચાલતા છતા બીજાઓ

ઉપર પ્રેમદૃષ્ટીથી જોવા છતા, સદુપદેશ આપવા છતાં, પણ જે જીવો સમજી શકે નહી અને દુર્ઘટ માર્ગ, અયોગ્ય વિચાર, ખરાબ ટેવો, મુકી શકતા ન હોય તેવા સમયે મધ્યસ્થ રહેવું એટલું જ નહી પણ આ દુનીઆરૂપી સરતના મેદાનમા એક જીવ બીજા પ્રત્યે હારજીત મેળવે તેવા સમયે પણ હારનાર ઉપર દ્વેષ નહી કે જીતનાર ઉપર રાગ નહી, એને જ માધ્યસ્થપણુ કહે છે કારણ કે ઉદ્યમ તો બનેએ કર્યો પણ શુભ કર્મના ઉદયવાળાને શુભ ને અશુભ કર્મના ઉદયવાળાને, અશુભ પરીણમ્યો ત્યારે ત્રીજા જીવે, શા માટે પ્રેમ કે તીરસ્કાર કરવો?

ભ્રાતૃભાવથી બે પ્રકારે અનુપમ લાભ છે જુઓ, દરેક જીવો પ્રત્યે પ્રેમભાવ, ભ્રાતૃભાવ હોય તો તે જીવો પ્રત્યે કદી વેર વિરોધ થાય નહી અને તેથી ઐક્યતા ટકી રહે એટલુંજ નહી પણ ઐક્યતા વધે, સંપની વૃદ્ધી થાય.

"સપ ત્યા સુખ" "સપ ત્યા લક્ષ્મી" આ કહેવત પ્રસિદ્ધ જ છે. એટલે સસારી જીવો તે પ્રકારે લાભ મેળવે છે તેમ બીજી રીતે જ્યા ભ્રાતૃભાવ ત્યા ક્રોધનો નિરોધ, ક્રોધનો રોધ—ક્ષમાનો આભાવ—ત્યા કર્મનો અટકાવ અને કર્મનો અટકાવ એટલે, મોક્ષ નજીક

શુ આ લાભો અલભ્ય નથી? છે, તો, તે ભ્રાતૃભાવ આ સચોટ થવા શું શું કરવુ જોઈએ, અથવા શું શું ત્યાગવુ જોઈએ તે વિચારવુ જોઈએ

ઉતાવળે આબા પાકતા નથી! તેમ બેઠી રહે પ કંઈ વળતુ નથી, માટે શ્રદ્ધા મજબુત કરો અને તે આ ના રસ્તાઓ ગ્રહણ કરો.

ભ્રાતૃભાવને તોડનાર મુખ્ય નિંદા છે, અને તે નિંદા જ આપણી, આપણા દેશની જે દુર્દશા કરી છે તે કો નાથી અજાણી છે, ગામેગામ અને ઘેરઘેર આ ધંધો ચાલે છે અને એક બીજાની નિંદાઓ કરી અને અપ થો દેશ

થાય છે, એકયતા વધવા અદલે તૂટે છે અને મહાઅનર્થો ઉભા થાય છે, આ બધું અનુભવમાં આવવા છતા જો આ પણાથી નિંદા ન છોડાય તો પછી આપણામા અને ચાર પગવાળાઓમા શુ ફરેક ? માટે નિંદાવચન, ક્રોધસ્વભાવ, વિષયવિકારો, આદી ભાતૃભાવને નુકસાન કરનાર જે કઇ હોય તેને સત્વર દૂર કરવા જોઇએ

સાદી જીંદગી, સરળ જીંદગી, એ એક મોટામા મોટી ભાતૃભાવ વધારનારી ચાવી છે, દરેક જીવો વિષયતૃષ્ણામાંજ મુંઝાયા છે મોજશોખ તેમનેજ પરણી છે, પુદગલીક અનેક વિકારોમા આશક્ત થઇ રહ્યા છે અહા, આ સ્થીતી શુ ઉચ્ચ સ્થીતી પ્રાપ્ત કરાવે ? નહીજ

વિષયોનો શેષ કરવો તેજ આ ગા ઉપર અગ્ગી જય મેળવ્યા બરોબર છે

વિષયવિકારોને વશ થવાથી કાર્ય અકાર્યનુ ભાન રહેતુ નથી અને ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, ભય, રાગ, દ્વેષ, ઉત્પન્ન થાય છે અસત્ય વચનો બોલાય છે, અને અસત્યથીજ ક્રોધ ઉત્પન્ન થાય છે અને આગળ કહ્યુ તેમ ક્રોધ દરેકે દરેક સુખને જડમુળથી ઉખેડી નાખે છે દરેકમાં મન મુખ્ય છે અને તેથીજ મન કબજે રાખવા વિકારોને ઓછા કરવા જોઇએ, અને ક્રમેક્રમે ત્યાગવા જોઇએ ગુરૂસેવા, શ્રવણ, ધ્યાન, નિયમિત વાચન, આદી શુભ સજોગોમાજ લક્ષ રોકવુ જોઇએ અને તેમ કરી ક્ષમા શાન્તિ, સતોષ, આદી ગુણો પ્રગટ કરવા જોઇએ

ઉત્તમ પવિત્ર અને નિયમિત ભોજન, પવિત્ર વસ્તુઓનો વપરાશ, એ મનના વિકારોને શાન્ત કરવામાં મુખ્ય છે "અન્ન તેવો ઓડકાર" એ નકીજ છે, જીવ બાળક પણ જન્મે છે ત્યારથીજ કઇ મોજ શોખ અને વિકારો હોતા નથી પણ માતાપિતાની, અને ઘણા સહેવાસમાં આવતા બીજા બધુઓની રહેણી કરણી ઉપર મુખ્ય આધારે

રહે છે, પછી યુવાનવયે જેવા પ્રકારનો ધંધો અને સોબતો હોય છે તે ઉપર આધાર રહે છે માટે જન્મથીજ પવિત્ર અને ભ્રાતૃભાવનાજ સંસ્કારો પડવા માટે ઉપર કહ્યું તેમ શરૂઆતથીજ સંજોગો ઉભા કરવા, એ પહેલામાં પહેલું કર્તવ્ય છે ભોજનમાં પણ રસત્યાગ, ઉનોદરીવૃત્ત, આદી તરફ પણ લક્ષ રાખવુ વૃત્તિનો સંક્ષેપ, એજ વિકારોનુ ત્યાગપણુંજ છે એમ કહીએ તો ચાલે કોઈપણ બાબત ઉપર મન ચોટયુ તેનુ નામે વિકારનુ ઉત્પન્ન થવુ અને, તે પ્રમાણે મન પુરૂ કર્યું તેનુ નામ વિકાર સેવ્યો તે છે. અને તેથીજ આત્માના ગુણો પ્રગટ થવામા બાધક, એવી કોઈ પણ ચીજ ઉપર મનને જતા પહેલાંજ અટકાવવુ, અને તેનુજ નામે વૃત્તિનો રોધ છે માટે આત્માર્થી જનોએ વૃત્તિને રોકવી, અને મન કબજે કરવુ કે જેથી સકળ-કાર્ય સિદ્ધ થાય

સુખી જીવોને ખબ યાદ રાખવુ જોઇએ કે, આજે જે બાડી, વાડી, લાડી, કે બંગલા હોય તે કાલે "ન જાણે જાનકીનાથ પ્રભાતે કિ ભવિષ્યતી" ની માફક બદલાઇ જતા વિલંબ લાગતો નથી અને સ્થીતિ બદલાતાં માન મરતબો બદલાઇ સંજોગો અનુકુળ હોય તે પ્રતિકુળ થાયછે માટે ગમે તેટલી રૂદ્ધિ પેદા થાય કે જાય; તેવા સમયે એકજ પ્રકારે રહેવાની ટેવ રાખવી જોઇએ સેહેજ કામ માટે પણ માણસ વીના ન ચાલે, ગુરૂ દર્શન પ્રભુ દર્શન આદી માટે એકાદ ગાઉ ચાલવુ પડેયુ તોપણ ગાડી જોઇએ. કરવા સીવાય ચાલે નહી, મોજ શોખના સાધનો જોઇએ, આ બધી ટેવો વખત ફરી જતાં એટલી બધી વિકટ થઇ પડે છે કે તે વખતે મનુષ્યને બહાર નીકળવું પણ શોક ઉત્પન્ન કરનારૂ નીવડે છે, પણ જો સરળ અને સાદી રંગી ગુંજાશતા હઇએ તો ગમે તેવી સ્થીતી બદલાતાં મનને કોઇ રીતે ઉદ્વેગનું કારણ થતું નથી જો કે દગ્ર

કેટલાકો બુમો પાડતા જણાય છે કે શું કરીએ, ભાઈ! આ દુનીઆમાં, સત્ય ચાલતુ નથી, ધર્મી દુખી જણાય છે! અહા કેટલી અજ્ઞાનતા! ભાઈઓ વાતો કરી બેસી રહેવાનો વખત નથી ધ્યાન આપો કે તમો અહોનીશ રાગના દ્વેષના, કપટના, લોભના, અદેખાઈના હિંસાના, અસત્યના, પરસ્ત્રીસેવ્યાના, પારકીનીંદા કરવાના, વિશ્વાસઘાત કરવાના, કલંક ચઢાવવાના, અને લડાઈ ટંટાનાજ વિચારો હાલતા ચાલતા, લખતા વાચતા, સુતા કે, ઉંઘતાં વારંવાર કર્યા કરો, કામ, ક્રોધ, મોહ, આદીના વિચારોને પુષ્ટ કર્યા કરો તો પછી લીમડારૂપી કડવા ફળજ પામો તેમાં શું નવાઈ લસણની ગંધ અને ચંપાના પુષ્પની ગંધ કેમ એક હોઈ શકે જુદીજ હોય છે, અને તેથી જેવું કામ તેવુ ફળ થાય, એ તો નિર્વિવાદ છે, શું બીજા દોષીઓની નીંદા કરવાથી દોષરહીત થવાય છે? કદી નહી નીંદા જો પોતાના અશુભ કર્મોની કરે તોજ દોષરહીત થવાય વીર પ્રભુએ કરેલી કરૂણાજ અનુકરણીય છે બંધુઓ! ભાતૃભાવ વિષય જો કોઈ સમર્થ પુરૂષ ચર્ચવા માંડે તો વર્ષોના વર્ષો કહાડે તેવો છે, પણ પામરજીવ કેટલુ કરી શકે? અને તેથી જ આ વિવેચનમા દોષો રહી જવા સંભવ છે, પણ તે ભુલો સુધારવાને બની આવે તે માટે પરમકૃપાળુ ગુરૂમહારાજશ્રી સમક્ષ હોવાથીજ હીંમતપૂર્વક ચલાવ્યા કરૂં છું

વ્હાલાઓ, ભાતૃભાવ એ એક અપુર્વ વિષય છે, અને અપુર્વ લાભકારક છે એમ તો સ્પષ્ટ સમજાયુ હશે ત્યારે મન કબજે કરવા જે જે માર્ગો ઉપર કહ્યા અને ગુરૂ મહારાજશ્રીમુખે જાણીએ તે પ્રકારે વર્તણુંક રાખવા આગ્રહ કરવો ઉચીતજ જણાય છે જુઓ પ્રસન્નચંદ્રરાજર્ષિનું ચરીત્ર શું જણાવે છે મન સ્થીતી ધ્યાન ભુલી જવાથી, બીજે જવાથી ક્ષણમા સાતમી નર્કનું નિયાણું બાંધ્યુ

અને તેજ મન પાછું સ્થાને આવવાથી પશ્ચાતાપવડે ક્ષણમાં નર્ક તોડી દેવદુદુભી નાદ સાથે કેવલ્યજ્ઞાનનું પ્રાપ્ત થયું આ શું જણાવે છે! "મન જીત્યું તેણે સર્વ જીત્યું" જ્ઞાનીઓ શ્વાસોશ્વાસમાં કઠીણ કર્મોનો નાશ કરે છે અને અજ્ઞાનીઓ પૂર્વકોડી વર્ષો સુધી ભમે છે આ ટલો બધો જ્ઞાનીઓ અને અજ્ઞાનીઓમાં ફેર છે સ્વાભાવીક અને સત્યમાર્ગને વિષમ જાણવો એ કેટલી અજ્ઞાનતા!

અસત્યને સત્ય ઠરાવનારાને અનુભવમોજ હોવું જોઇએ કે તેમાં કેટલી બધી મહેનત પડે છે ત્યારે સત્ય જે સ્વાભાવિક છે તે ઉંઘમાં બોલતા પણ સરળજ જણાય છે અને તે સરળ જ છે

પ્રસન્નચન્દ્રનું દૃષ્ટાંત રજુ કરતા એક વાત યાદ આવે છે કે જો પ્રસન્નચંદ્ર રાજર્ષિ સાધુ વેશે નહોત અને ગૃહસ્થ વેશે હોત તો જે ભાન જેટલા સમયમાં ઠેકાણે આવ્યું તેટલા સમયમાં આવી શકત? એટલે જેઓ, ગૃહસ્થ અને સાધુઓનો આસમાન પાતાલનો ફરક છે તે જાણતા નથી તેઓ જાણી સકશે કે, રાજર્ષીએ મસ્તકે મુગટ માટે હાથ મુક્યો ત્યારે મુંડ મસ્તક હોવાથી તરતજ ચારીત્ર ભાન આવ્યું અને નર્કે જતા બચ્યા તે શું ચારીત્રવેશનો જેવો તેવો પ્રભાવ છે? આ વાત ગમે તેવા જ્ઞાની ગૃહસ્થીઓ કરતાં, ચારીત્રધારી જ્ઞાની ગુરૂઓજ સર્વોત્તમ છે એમ સાબીત કરે છે અને તે સત્ય છે

"નિશ્ચયદૃષ્ટિ ચીત્તધરીજી, પાળે જે વ્યવહાર પુણ્યવંત પામશેજી, ભવસમુદ્રનો પાર" આ પદ યાદ રાખી ગૃહસ્થાશ્રમમાં પણ અનેક કામો કરો પણ ભાતૃભાવ પ્રેમભાવ સમાન આત્મભાવ, આ દૃષ્ટિનેજ આગળ કરી બનો ગૃહસ્થો સંસારમાં રહેવું અને આ પ્રમાણે વાવવું કેમ બને. આ પ્રશ્ન ઉદ્ભવેતો સમાધાન શ્રી આનંદઘનજી મહારાજ લૌકીક દૃષ્ટાંત રજુ કરી અમે જીવનચરીત્ર ચીત

લાઓને મના૦ એ પદમા જણાવે છે કે, જેમ ગાય વગડામા જાય છે અને ચારે તરફ ભમે છે પણ દ્રષ્ટિ તો પોતાના વાછરડામા જ હોય છે વળી ચાર પાંચ સ્ત્રીઓ સાહેલીઓ સાથે મળી પાણીએ જતા હસે છે તાલી દીયે છે, વાતો કરે છે, પણ તેની દ્રષ્ટિ તો પોતાના માથેની ગગરીઓમા જ હોય છે વળી નટ, લોકોના સોરબકોર છતા પોતે વાસ અને દોરી ઉપર ચઢયો છે ત્યાંજ દ્રષ્ટિ રાખે છે આ દ્રષ્ટાંતો શુ આપણને અપરિચિત છે! ના નહીતા જ છે તો પછી આપણે બીજા બધા કામો કરીએ છતા દ્રષ્ટિ શાન્તભાવની જ રાખીએ તે શુ ન બને તેમ છે! બેશક ઘણા વખતના ખોટા પરીચયથી શરૂઆતમા આ માર્ગ કદાચ વીકટ લાગે પણ ખતથી તેને જ સત્ય જાણવામા આવે તો સરળ માર્ગ તે સરળ જ થઈ પડે, માટે કેપાયરૂપ ચડાવ ચોકડીથી બચો અને સરળ માર્ગ ગ્રહણ કરો

શ્રીમદ્ આનંદઘનજી અને ચીદાનંદજી તરફ નજર કરો તેઓએ બતાવેલા અધ્યાત્મજ્ઞાનના લાભ તરફ લક્ષ રોકો, અનુભવયુક્ત પદો ગાયા કરો અને એજ કલ્યાણનો મુખ્ય માગ છે

दीसी देखाडो शास्त्र सर्व रहे, न ल्हे अगोचर वात,
कारज साधक बाधक रहित ए, अनुभव मित्र विख्यात

શાસ્ત્રો દીસી દેખાડનારા છે, માટે દીશીઓ જેવા તેને તે મેવવા જ જોઇએ પણ કાર્ય સાધ્ય કરવા તો અનુભવ મિત્ર જ સર્વોત્તમ છે, આ વાત જરામાત્ર ભુલી જવી જોઇએ નહી

યાદ રાખવુ, કે અધ્યાત્મજ્ઞાન ક્રિયામાર્ગનો ત્યાગ કરવા કહેતુ નથી, શુભ ક્રિયાઓ આવશ્યની છે એટલુજ નહી પણ અધ્યાત્મજ્ઞાનને મજબુત કરનારી છે, માટે તે [illegible] જાણવુ અને તે પ્રમાણે વર્તવુ તેજ ખરૂ જ્ઞાન છે

બાકી બોલવુ અન્ય અને કરવુ અન્ય, આ માર્ગ કોઈ રીતે સત્ય જ્ઞાનનો નથી શુ ભોજનશબ્દ બોલવાથી પેટ ભરાય છે! આંબો શબ્દ બોલવાથી શુ સ્વાદ અનુભવાય છે? નહીજ માટે માત્ર આત્મા આત્માજ કર્યા કરવાથી કઈ થતુ નથી માટે આગળ કહી ગયા તેમ જ્ઞાની ગુરૂઓના વચનો દ્વારા, પુસ્તકો દ્વારા અપુર્વ માહાત્મ્ય જાણી અધ્યાત્મ જ્ઞાનનો વધારો કરો, ગુરૂસગ સદાકાળ રાખો, વિનય, વૈયાવચ્ચથી, અનુભવી થાઓ, સત્યસુખ નજીક છે અને તે સત્ય છે એમ અનુભવથી જાણી શકશો આ ઉપરથી જાણી શકાયુ હશે કે કેટલાક સપ્રદાયોમા "અહ બ્રહ્માસ્મિ" એ વાકયમાજ બ્રહ્મપણુ સમાયુ જણાય છે, પણ જૈનમાર્ગ "જ્ઞાનક્રિયાભ્યા મોક્ષ" એ વાકય રજુ કરી જાણો અને તે પ્રમાણે કરો તેથી મોક્ષ છે એમ કહે છે અને તે ઉપર દ્રષ્ટાત જણાવ્યુ તે રીતે સત્યજ છે એમ જણાશે

બધુઓ ! લબાણુ થયુ છે તે છતા શ્રવણ કરવા શાન્તી પકડી છે તે માટે આભારી થયો છુ

આ વિષયના ટુક સારમા આપણે જાણી શકીશુ કે ભ્રાતૃભાવ એ એક અનુપમ સુવર્ણ ચાવી છે માટે તે ચાવીનો મોક્ષદ્વારનુ તાલુ ખોલવામા ઉપાય કરવો જોઈએ અને તેમા વિઘ્ન કરતા જે જે માર્ગો જણાવ્યા છે તેનાથી બચવું, તે સાથે ભોમિયા મિત્રો તરીકે જે માર્ગ જણાવ્યા છે તેનુ આલબન લેવુ, અને તેમ કરી આપણે ઘણા વખતના પ્રમાદ પછી પણ અપુર્વ એવો આત્મજ્ઞાનનો માર્ગ પકડવાને કઇ પ્રયત્ન શરૂ કર્યો છે, તેને દ્રઢતાપૂર્વક પકડી રહી આત્મિક ઉન્નતિ કરવી એજ સાર છે

ગૃહસ્થો! આ પ્રસગ તેમજ અતિથ, સાત્વિક હાસ્ય કે આનદ કરે તેમ નથી અને કદાચ તમાશાની કે મોજ શોખની દ્રષ્ટીએ બધુઓની પોતાની ઈચ્છા તૃપ્ત ન થઈ હો

કરશો, તે સાથે કંઇ પણ આત્મિક આનંદનો લાભ જરૂર ગ્રહણ કરશો એમ પણ કહ્યા વિના ચાલતુ નથી. મંડલ તરફથી એક માસિક કે જેમા મંડળનો ઉદ્દેશ છે, તેવાજ વિષયો પ્રગટ થાય તેવુ કહાડવાની જરૂર જોવાઇ છે, અને તે યોગ્ય જ છે તે માસીક ઘેર ઘેર વંચાય તે માટે હજારો ગ્રાહક હોવા જોઇએ અને તેમ થવુ કોઇ રીતે દુર્લભ નથી, એમ તમો ભાઈઓની પ્રીતી જોતા જણાઇ રહે છે

છેવટમા ભુલચુક માટે ક્ષમા યાચી, સુધારવા ની જીજ્ઞાસા રાખી મંડલે ધારેલ ઉમેદો પાર પડે તેમ ઇચ્છી આ વિવેચન સમાપ્ત કરૂ છુ

શ્રી શાન્તિ, શાન્તિ, શાન્તિ



# गुरुभक्तिविवेचनम्

લેખક શા વીરચંદ કૃષ્ણાજી—આપુસાવાળા

## मङ्गलम्

श्रीसद्गुरु नमस्कृत्य, सत्यतत्त्वोपदेशकम् ।
गुरुभक्ति स्वरुपस्य, वर्णन क्रियते शुभम् ॥ १ ॥
सद्गुरुभक्तितः सौख्य लभते सज्जना सदा ।
विचित्रा सद्गुरुभक्ति कामधेनुसमा शुभा ॥ २ ॥

આત્મતત્ત્વસાધક ભવ્યજનો—શ્રીસદ્ગુરૂની ભક્તિનુ વિવેચન જેવુ મે ગુરૂશ્રીના મુખથી સાભળ્યુ છે તેવુ તમારી આગળ રજુ કરૂ છુ, ભવ્યો! તમો સમજશો કે જગતમા જેટલા મનુષ્યો છે તેમના ભાવે ગમે તે પ્રકારે ગુરૂઓ હોય છે, ગુરૂ બે પ્રકારના છે ૧ સાસારિ ગુરૂ, અને બીજા ધર્મગુરૂ, તેમા સાસારિક ગુરૂતો વ્યાકરણ, ન્યાય જ્યોતિષ, અલંકાર, વૈદક, શિલ્પ, વ્યાપાર, હુન્નર, વિગેરે અનેક દુનિયાદારીના વિષયોનુ જ્ઞાન આપે છે અને ધર્મગુરૂતો સત્યધર્મનુ જ્ઞાન આપે છે ધર્મજ્ઞાનના પ્રતાપથી મનુષ્ય અનેક પ્રકારના દુખોનો ત્યાગ કરે છે અને સચ્ચિદાનંદ સ્વરૂપને પ્રાપ્ત કરે છે સદ્ગુરૂનો આ પ્રમાણે વિચારતા અત્યત ઉપકાર છે શ્રીધર્મસદ્ગુરૂ શુ કાર્ય કરે છે તે બતાવે છે

## श्लोक.

विदलयति कुबोधं बोधयत्यागमार्थं ।
सुगतिकुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति,
अवगमयति कृत्याकृत्यभेदं गुरुर्यो,
भवजलनिधिपोतस्तं विना नास्ति कश्चित् ॥ १ ॥

ભાવાર્થ—ગુરૂરાજ કુબોધનો નાશ કરે છે અને આગમના અર્થને જણાવે છે તેમજ દેવગતિ અને મનુષ્યગતિની પ્રાપ્તિ પુણ્યથી થાય છે એમ જણાવે છે અને નરક, તિર્યંચની ગતિમા પાપથી જવાય છે, એમ જણાવે છે અમુક કૃત્ય છે અને અમુક અકૃત્ય છે એમ શિષ્યને ગુરૂજી સમજાવે છે, માટે સંસારરૂપ સમુદ્રમા આગબોટ સમાન ગુરૂવિના અન્ય કોઈ નથી, આત્મજ્ઞાનના આપનાર સદ્‌ગુરૂ મુનિરાજનો ઉપકાર કદી વાળી શકાય તેમ નથી શ્રીયશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે—સમકિતદાયક ગુરૂ તણો, પચ્ચુવયાર ન થાય, ભવ કોડા કોડી કરે, કરતા કોડી ઉપાય સમકિત દાન આપનાર શ્રીમત્‌ગુરૂનો કોઈ પણ રીતે પ્રત્યુપકાર (સામો ઉપકાર) થઈ શકતો નથી. કોડા કોડી ભવમા કરોડો ઉપાયો કરતા પણ ગુરૂનો બદલો વાળી શકાતો નથી, સર્વ દાનમા જ્ઞાનદાન મોટું છે આત્માને આત્મજ્ઞાનથી અભયપદ મળે છે માટે આત્મજ્ઞાનનું દાન તે અભયદાન કહેવાય છે. અભયદાનના બે ભેદ છે ૧ દ્રવ્ય અભયદાન ૨ બીજું ભાવ અભયદાન પરના પ્રાણ બચાવવા તે દ્રવ્ય અભયદાન કહેવાય છે અને પરને સમકિત વિગેરે આત્મગુણોનું અર્પણ કરવું તે ભાવ અભયદાન કહેવાય છે દ્રવ્ય અભયદાન કરતા ભાવ અભયદાન અનંતગણું વિશેષ ઉપકારક છે. આત્મજ્ઞાનરૂપ ભાવ અભયદાનના દાતા શ્રીમત્ ગુરૂનો અવર્ણ્ય ઉપકાર છે જ્યારે ગુરૂરાજ આ પ્રમાણે મહાઉપકારી છે તો તેમની ભક્તિ અવશ્ય કરવી જોઈએ શ્રી સદ્‌ગુરૂ સમાન કોઈ જગત્‌મા ઉપકારક નથી કહ્યું છે કે–દેવગુરૂ દોનુ ખડે, કિસકુ લાગુ પાય, બલિહારી ગુરૂદેવની, જેણે તત્ત્વબતાય, ગુરૂદેવનો ઉપકાર શિષ્યો વાળી શકતા નથી, માતાપિતા કરતાં પણ સદ્‌ગુરૂ અનંતગુણા ઉપકારી છે, કારણ કે માતપિતાનો જ બાહ્યથી ઉપકારી છે, એમનો ઉપકાર સર્વકાળ સુ

અને આપનાર નથી અને, ધર્મગુરૂનો ઉપકાર તો મોક્ષનાં સુખ આપે છે, માટે ગુરૂના ઉપકારને કોઈ પહોચી શકતું નથી સમકિતદાયક ગુરૂને શાસ્ત્રમા ભગવાન્ કહીને બોલાવ્યા છે-દૈવસિક પ્રતિક્રમણ કરતા ચારથોયથી વદન કર્યાબાદ, નમુથ્થુણ કહેવામા આવે છે પછી ભગવાન્ આચાર્ય, ઉપાધ્યાય, અને પછી સર્વ સાધુઓને વદન કરવામાં આવે છે, અત્ર ભગવાન્ શબ્દથી **સમકિતદાયક સદ્ગુરૂ** મુનિરાજને પ્રથમ વાદવામા આવે છે, અને પશ્ચાત્ ગચ્છના નાયક આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુઓને વાદવામા આવે છે, દૈવસિક પ્રતિક્રમણની આદમા આચાર્યાદિ કરતા પણ ઉપકારી એવા સમકિત દાયક સદ્ગુરૂને ભગવાન્ કહીને વદન કર્યું, તેમજ વદિતાસૂત્રની આદમા **ધમ્માયરિએઅ સવ્વસાહુઅ** ધર્માચાર્યને નમસ્કાર કર્યો છે, સમકિતદાયક સદ્ગુરૂની સદાકાળ આજ્ઞા માનવી જોઇએ ભવ્યો સમજશો કે-જૈનસૂત્રમા ઉપદેશ આપવાનો અધિકાર મુનિરાજનો છે, માટે તેમનાથી ભવ્યજીવો ધર્મ જાણી શકે છે, એમ અનેક ચરિત્રના ગ્રથો વાચતા સ્પષ્ટ માલુમ પડે છે તેમજ ગુણઠાણાની અપેક્ષાએ, ભગવતી સૂત્ર કર્મગ્રથ વિગેરે જોતા મુનિરાજ ઉપદેશના અધિકારી છે, શ્રાવકને તો સૂત્રમા લદ્ધઠ્ઠાગહીયઠ્ઠા કહ્યા છે, પણ ધર્મના ઉપદેશક કહ્યા નથી, માટે રાજમાર્ગની રીતિથી મુનિરાજ સમકિતદાયક ગુરૂ હોય છે, અને ચારિત્રની અપેક્ષાએ પણ ગુરૂ કહેવાય છે, છીડીના માર્ગની રીતિ પ્રમાણે ક્વચિત્ ગૃહસ્થ સમકિતદાતા હોઇ શકે પણ તે રાજમાર્ગ નહી હોવાથી તેનુ અત્ર ગ્રહણ કર્યું નથી, કદાપિ ગૃહસ્થ સમકિતદાયક ગુરૂ હોય તોપણ તેને ખમાસણ દેઈ વદન થાય, નહી, જૈન સૂત્ર પ્રમાણે સત્ય ઉપદેશ ગૃહસ્થનો છીડીના માર્ગે હોય તોજ તે સમકિતદાયક સદ્ગુરૂ કહેવાય છે, તો પણ તેવો ગૃહસ્થ જે વ્યક્તિને બોધ કરે તેને તે માનનીય

ચ છે પણ ગમતે હોતો નથી, સાધુને વાદવુ જોઇએ, શાસ્ત્રમા તો લખ્યુ છે કે, નવમાર વિગેરે પણ ગુરૂ પાસે ઉપધાન નામની ચોગક્રિયા કરીને ભણે, ત્યારે સમજો કે, ગૃહસ્થ કયાથી ગુરૂ હોય, ? જૈનશાસ્ત્રમાં ત્યાગીને ગુરૂ માન્યા છે, સાધુના વેષ અને આચાર હોય તેનેજ વદન કરવુ ઘટે છે સમકિતદાયક ઢીઢી માર્ગની રીતિથી કદાપિ ગૃહસ્થ હોય તોપણ તેને સાધુની પેઠે વદન કરાય નહિ, આવી શ્રીવીરપ્રભુની વાણીનુ શ્રદ્ધાન કરતા સદ્‌ગુરૂ મુનિરાજનો અપૂર્વ ઉપકાર માલુમ પડે છે, ત્યારે શિષ્યોએ તેમની અવશ્ય ભકિત કરવી જોઇએ ભક્તિના ચાર પ્રકાર છે, **માનસિક ભક્તિ, વાચિક ભકિત કાયિક ભકિત અને વસ્ત્ર પાત્રૌષધ પુસ્તકાદિકથી ભકિત,** આ ચાર ભકિતમા માનસિક ભકિતની શ્રેષ્ટતા બતાવી છે, ગુરૂના ગુણનુ સ્મરણ કરવુ, ગુરૂની ખરા અતઃકરણથી સ્તુતિ કરવી, ગુરૂપ્રતિ પ્રેમ ભાવ રાખવો, ગુરૂ વ્યકિતનુ હૃદયમા ધારણ કરવુ, ગુરૂદર્શનની પુનઃ પુનઃ અભિલાષા કરવી, ગુરૂની આજ્ઞાઓ હૃદયમા ધારણ કરવી, મહાઉપકારી ગુરૂને જાણવા વિગેરે મનમા ગુરૂ સબધી ભકિત સબધે વિચારો કરવા તે સર્વનો **માનસિક ભકિતમા** સમાવેશ થાય છે ગુરૂવર્ય ઠપકો આપે, શિક્ષા કરે તોપણ મનમા અપ્રીતિ ધારણ કરવી નહી, તેમજ ગુરૂના મદ બુદ્ધિથી દોષો ભાસે તોપણ દોષનો વિચાર મનમા કરવો નહી, સદ્‌ગુણ દૃષ્ટિથી ગુરૂ ઉપર ગમે તેવા સયોગોમા પણ પ્રેમભાવથી જોવુ ઇત્યાદિ સર્વનો **માનસિક ભક્તિમા** સમાવેશ થાય છે માનસિક ભકિતથી પોતાનો આત્માજ નિર્મલ બને છે કારણકે મનમા ઉત્પન્ન થએલી દુષ્ટ ભાવના કર્મનો ક્ષય કરે છે અને જ્ઞાનનો પ્રકાશ કરે છે, ગુરૂની ભકિતથી હૃદય શુદ્ધ બને છે અને સદ્‌ગુરૂ જે જે ઉપદેશ આપે છે તે હૃદયમાં સદાકાલ વાસ કરે છે ગરીબ અને તેમજ દેવતા વિગેરે સંબંધી આવી ગુરૂ સંબંધી

માનસિકભકિત થઇ શકે છે માનસિકભકિતમા કપટ હોતુ નથી વાચિકભકિતનુ સ્વરૂપ કહે છે, ગુરૂને માનથી બોલાવવા કૃપાલુદેવ, સદ્દગુરુદેવ, આત્મજ્ઞાની ગુરૂવર્ય વિગેરે મીઠા અને ઉચ્ચ શબ્દથી ગુરુનુ નામ બોલવુ ગુરુ પ્રત્યક્ષ હોય અગર અન્યત્ર હોય તોપણ ઉચ્ચ શબ્દથી ગુરુ નામ જપવુ, પરોક્ષ પ્રત્યક્ષમા પણ એક સરખી વૃત્તિથી ગુરૂના ગુણ ગાવા ગુરૂની સ્તુતિ કરવી, મીઠા અને ઉચ્ચ શબ્દોથી ગુરૂને પૃચ્છા કરવી ગુરુના અર્થોને વાચવા ગુરૂની દુર્જનો નિંદા કરતા હોય તો વારવા, ગુરૂનો ઉપકાર વર્ણવવો, ગુરૂઉપકારની સ્તુતિ કરવી, ગુરૂશ્રીએ કહેલી આજ્ઞાઓ વાણીથી વધાવી લેવી શ્રી સદ્દગુરુને માઠુ લાગે એવી વાણી બોલવી નહી જોકે સદ્દગુરુને માઠુ લાગે નહી તો પણ માઠુ લાગે એવી વાણી બોલવાથી શિષ્યની ભકિત ગણાતી નથી ગુરુના પહેલા કોઇ બાબતમા કહ્યા વિના બોલવુ નહી તમે અમુક બાબતથી અજાણ્યા છો આપને એમા ગમ પડે નહી એવી અવિનયની વાણી પણ બોલવી નહી ગુરૂની વાણીથી પ્રાણાંત પણ નિંદા કરવી નહી ગુરુના ગુણની સ્તુતિ ગાવી, ઇત્યાદિ સર્વ વચનભકિત કહેવાય છે

હવે કાયિકભક્તિનુ સ્વરૂપ કહે છે—શ્રી સદ્દગુરૂને દેખીને પચાગ નમસ્કાર કરવો ગુરૂરાજને ત્રિકાલ કાયાથી વદન કરવુ, ગુરૂરાજ નજરે પડે કે તુરત બેઠા હોય તો ઉભા થઇને વંદન કરવુ, માર્ગમા પણ ગુરૂ મળે તો યથાયોગ્ય વદન કરવુ, ગુરૂ અન્યત્ર જે દિશા તરફ હોય તે દિશા તરફ દૃષ્ટિ રાખી ગુરૂને કાયાથી વદન કરવુ ગુરૂની છબીને પણ ગુરૂની પેઠે માનવી, શ્રી સદ્દગુરૂના ચરણને દાબવા, કાયાથી જેટલી બને તેટલી ગુરૂની ભક્તિ કરવી કાયા પણ શ્રી સદ્દગુરૂની છે એમ સમજી કાયાથી ભક્તિ કરતાં પરિશ્રમ થાય તેને પણ હીસાબમા ગણવો નહી, શ્રીસદ્દગુરૂની આજ્ઞા પ્રમાણે ચાલવુ, આગગાડીમા

એક અને તેના ચલાવનારની આજ્ઞા ન માનવામા આવે તો શુભ પરિણામ આવતુ નથી, તેમ શ્રીસદ્દગુરૂની આજ્ઞા ને ભક્તિમા કાયાને ન પ્રવર્તાવવામા આવે તો કર્મની નિર્જરા થતી નથી અને આત્મશક્તિયો પણ ખીલતી નથી કાયાથી ભક્તિ કરતા મનુષ્ય ઉચ્ચ સ્થિતિને પામે છે કાયાથી ગુરૂનુ પ્રસંગાનુસારે વૈયાવૃત્ય કરવા ચુકવુ નહી, વૈયાવચ્ચનુ ફળ કદી નાશ પામતુ નથી, વૈયાવચ્ચ ગુણ અપ્પડી વાઈ, એમ મહાત્માઓ કહે છે એ કારણ કરવા બેઠા હોઇએ અને ગુરૂરાજ આવે તો ઉભા થવાનુ છે કહો શ્રીસદ્દગુરૂનુ શાસ્ત્રકારોએ કેટલુ બહુ માન વર્ણવ્યુ છે ગુરૂનુ બહુ માન કરવાથી જ્ઞાનાવરણીયાદિ કર્મ ખરે છે અને તેથી ગુરૂ ઉપદેશ આપે છે કે ત્વરિત હૃદયમા ઠસે છે જ્યારે જ્યારે ગુરૂને કઇ પણ પૂછવુ હોય ત્યારે બે હાથ જોડી વંદન કરી પૂછવુ, પ્રત્યક્ષ સદ્ગુરૂની આગળ મિત્ર, સ્ત્રી, પુત્ર, રાજા, નૃપતિ, ચક્રવર્તિ દેવતા, દેવેન્દ્રોને પણ પ્રેમી ગણે નહી તેમ હિતકારક ગણે નહી, કારણ કે કોઈ પણ સદ્ગુરૂ સમાન ઉપકાર કરનાર જગતમા નથી કહ્યુ છે કે--

### श्लोक

सद्गुरु सदृश कोऽपि नोपकारी महीतले,
मनोवाक्काय योगेन कार्याभक्तिर्गुरो शुभा ॥ १ ॥

આ પ્રમાણે મન, વચન અને કાયાથી ગુરૂની ભક્તિ કરવી જોઇએ

હવે ચોથી ભક્તિનુ સ્વરૂપ કહે છે સદ્દગુરૂજીને વસ્ત્ર વહોરાવવા, પાત્ર વહોરાવવુ, આહાર પાણીથી ગુરૂની ભક્તિ કરવી, શ્રી સદ્દગુરૂને બનતા પ્રયાસે વહોરાવીને ખાવુ જોઇએ શ્રી સદ્દગુરૂનુ શરીર વ્યાધિયુક્ત હોય તો અનેક પ્રકારના, ઔષધના ઉપચારથી નિરોગી શરીર કરવુ એક

તરફ પુત્ર માંદો હોય અને એક તરફ ગુરૂરાજના શરીરે વ્યાધિ હોય ત્યારે પહેલી કોની વૈયાવચ્ચ કરવી ? ઉત્તરમા કહેવુ પડશે કે, પ્રથમ સદ્દગુરૂની ઔષધોપચારથી ભક્તિ કરવી. જે લોકો પૈસા મારો પરમેશ્વર, બાયડી મારો ગુરુ, દૈયા દીકરાં માધુ સાધ્વી, બીજાને શું કર, આવા સ્વાર્થના વિચારવાળા હોય છે તેઓ હજુ ધર્મની યોગ્યતાને પામ્યા નથી, એમ સમજવુ શ્રીસદગુરૂને પુસ્તક વહોરાવવા, તેમને ધર્મ ધ્યાનાદિકમા અનેક સાધનોની જરૂરીયાત હોય તે સવ યથાશક્તિ પુરી પાડવી, શ્રીમદ્ગુ-રૂજીને દુષ્ટ લોકો ઉપસર્ગ કરે તો તેનુ નિવારણ કરવા ચુકવુ નહી, દુનિયા દોરંગી છે સર્વની એક સરખી મતિ હોતી નથી તેથી કોઇ સદ્દગુરૂની હેલના કરે, કોઇ ઇર્ષ્યાથી આળ ચઢાવે તો ચાપતા ઉપાયો યોજવા, માથાસાટે માલ જેવી ગુરૂની ભક્તિ છે જે લોકો સમકિતનુ સ્વરૂપ સમજતા નથી અને મિથ્યાત્વી છે એવા લોકોને ગુરૂના વચન રૂચતાં નથી, કેટલાક લોકો સ્વાર્થના માટે ગુરૂપાસે આવે છે પણ તેઓ અજ્ઞાન હોવાથી યથાર્થ ફલ પામી શકતા નથી. શ્રી-સદગુરૂપર શ્રદ્ધા હોય તો ભક્તિ જાગે છે અને તેથી ગુરુ

બુદ્ધિથી નિલોકવાથી ભક્તના હૃદયમા વિજલીની પેઠે જુદા પ્રકારની અમર થાય છે, પરમેશ્વરની બુદ્ધિથી જોનાર ભક્ત અલ્પ વખતમા પોતાનુ જીવન ઉચ્ચ કરે છે ગુરૂના પ્રતિ ભક્ત જેવી ભાવભક્તિથી જુવે છે તેવા પ્રકારનો તે થાય છે, ગુરૂની વૈયાવચ્ચ કરનાર કેટલાક મનુષ્યો એવુ ધારે છે છે, અમોએ ગુરૂનુ સારૂ કર્યુ, આવા વચનથી તેમની અ જ્ઞાનતા સ્પષ્ટ માલુમ પડે છે, ગુરૂનુ સારૂ ભક્ત કરી શકતો નથી ઉલટો ખરાબ બુદ્ધિથી ઉપકારિ સદ્ગુરૂપ્રતિ જોનાર મનુષ્ય નીચ વતો જાય છે માટે કદી અજ્ઞાનયોગે મનમા એવો વિચાર કરવો નહી ગુરૂની ભકિત ભક્તિનેજ ફળ આપે છે કોઇ ભકત અજ્ઞાનતાથી એમ વિચાર કરે કે, આ ટલા દિવસ સુધી મે ગુરૂની તનમનધનથી ભકિત કરી પણ ગુરૂએ કઈ મને આપ્યુ નહી મારી ભકિત ફોગટ ગઇ આવા ખરાબ વિચારથી ભકત ભકિતનુ ફળ હારે છે કારણકે ભકિત કરતી વખતે ઉચ્ચભાવના હતી તેથી ઉત્પ ન્ન થએલા ફળને હારે છે મમ્મણ શેઠે પૂર્વભવમા સાધુની ગોદકથી ભકિત કરી હતી પણ પશ્ચાત્ પશ્ચાતાપ થવાથી યથાર્થ ફળ ન પામ્યો, ગુરૂરાજની ભકિત કરતા કોઈ સમયે પરિણામની ધારા વૃદ્ધિ પામે છે તેથીજ ભકતને ફળ મ ળે છે જીર્ણ શેઠ ભાવના ભાવતા હતા કે મારા ઘેર શ્રી વીર પ્રભુ કયારે વહોરવા આવશે, એમ ભાવના ભાવતા ઉચ્ચ ભાવનારૂપ ભકિતના પ્રતાપથી બારમા દેવલોક જ વાનુ કર્મ બાંધ્યુ માટે ગુરૂની ભકિત કરીને પાછળથી પ શ્ચાતાપ કરવો નહી. ગુરૂની આજ્ઞા તેજ પ્રભુની આજ્ઞા છે એમ સમજવુ. ગુરૂરાજ કોઇ વખતે કોઇ આશ્રતને અનુ સરી હુકમ કરે તો હુકમને તથાસ્તુ કરીને વધાવી લેવો જેમ પ્રભુની પ્રતિમા પાસે આપણે ગમન કરીએ છાએ અને અષ્ટપ્રકારી પૂજા કરીએ છીએ તે પોતાના આત્મા ના હિત માટે છે પણ તેથી કઈ પ્રભુની પ્રતિમાનુ કઇ

હિત કરી શકતાં નથી તેમ ગુરૂની ભક્તિ, પાણી, વસ્ત્ર, પાત્રના દાન વિગેરેથી ભક્તિ કરીએ છીએ તેમાં આપણા આત્માનુ કલ્યાણ થાય છે એમજ ભાવના રાખવી સ્ત્રી પુત્ર ધન વિગેરેની આશાથી ગુરૂની ભક્તિ કરવાથી ગુરૂતરફથી ઉચ્ચજ્ઞાન ભક્તો પામી શકતા નથી કારણકે કોઇ કર્મના ઉદયથી આશાઓ પૂર્ણ કદાપિ ન થાય તો ભક્તોની ગુરૂ ઉપરની શ્રદ્ધા ઉઠી જાય છે અને તેઓ પરમાત્મદશાથી વિમુખ રહે છે કેટલાક લોકો ભક્ત બનીને પ્રથમ તો ગુરૂઉપર બહુ ભાવ રાખે છે પણ કુગુરૂઓ જ્યારે ભરમાવે છે ત્યારે પોતાની શ્રદ્ધા ગુરૂઉપરથી ઉઠી જાય છે આવા અજ્ઞાન ભક્તો બાજીગરના પૂતળાનીપેઠે નચાવ્યા નાચે તેવા સમજવા કેટલાક લોકો દુનિઆમા કીર્તિ થાય તેટલાજ ઉદ્દેશને અનુસરી ગુરૂને માને છે એવા કીર્તિના પૂતરા પણ ગુરૂના ખરા ભક્ત કહેવાતા નથી કેટલાક ભક્તો, ગુરૂના ઉપદેશને સત્ય તરીકે પ્રત્યક્ષમા સ્વીકારે છે અને કુવાદિયો જ્યારે કુતર્કથી ભરમાવે છે ત્યારે પાછા તેઓની વાતને ગંગાદાસ અને જમનાદાસની પેઠે સ્વીકારે છે એવા જીવો પણ ઉચ્ચ તત્ત્વના અધિકારી બનતા નથી, કેટલાક ભક્તો ગુરૂની રૂબરૂમા તેમની અતિવિનયથી ભક્તિ કરે છે અને જ્યારે ગુરૂ ન હોય ત્યારે તેમનુ નામ પણ લેતા નથી, ચોલમજીઠના રંગ સમાન ગુરૂના ઉપર ભક્તિનો રંગ હવો જોઇએ, ગુરૂ જે જે ઉપદેશ આપે છે તે જ્ઞાનચક્ષુ ઉઘાડવાને માટે આપે છે માટે તે અંગીકાર કરવો જોઇએ એમ સુભક્ત વિચારે છે ઉત્તમગુરૂ શિષ્યને ગુરૂજ્ઞાનની ઉત્તમ કુંચીઓ આપતા નથી, માટે ભક્ત શિષ્યોએ, ગંભીરતા અક્ષુદ્રતા, વિનય, વિવેક, વિગેરે સારા સદ્ગુણોથી યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ સદ્ગુરૂઓ યોગ્ય ભક્તોને પરમાત્મતત્ત્વ દેખાડવા તૈયાર છે, પણ ભક્તોએ યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ, કાચા ઘડામા પાણી ઠરતુ નથી તેમ અયોગ્ય

ભકતશિષ્યને આપેલો ઉપદેશ વિપાપ પરિણમે છે, ગુરૂના જેના દર્શનથી અપૂર્વ લાભ પ્રાપ્ત થાય છે પ્રદેશી રાજાને કેશી ગણધરનાં દર્શન થતા મહા લાભ થયો. કહ્યુ છે કે,

गुरुणा दर्शन पुण्य तीर्थभूताहि गुरवः
तीर्थं फलति कालेन, सद्य सद्गुरु सगम ॥ १ ॥

પટ્ આવશ્યકની ક્રિયામાં બે વખત ગુરૂવદન ક્રિયા પ્રાત મવમા તથા સાંજરે કરવામાં આવે છે ગુરૂગમ ક્રિયાદ્વારે કરીએ એ વાકય પણ ગુરૂની અત્યત અગત્યતા ધરાવે છે, મુનિરાજો ગુરૂના વિરહે સ્થાપનાચાર્ય રાખે છે કહ્યું છે કે—ગુરૂ વિરહંમિ ઠવણા ગુરૂના વિરહસમયમા ગુરૂની સ્થાપના રાખવી જ્યારે આવી રીતે શાસ્ત્રોમા સ્પષ્ટ લખ્યુ છે તો શ્રમણોપાસક વર્ગે શ્રીસદ્ગુરૂનુ પ્રત્યક્ષમા વા પરોક્ષમા ત્રિકાલ વદન કરવુ જોઇએ ગુરૂવર્ય પરોક્ષ હોય ત્યારે ભાવના ભાવવી કે કયારે હુ શ્રીસદ્ગુરૂનાં દર્શન કરીશ, ધન્ય છે તે ગામ નગરને કે જ્યા સદ્ગુરૂ વિચરે છે શ્રીસદ્ગુરૂ વૈદ્ય વિના કર્મરોગ કોઇ ટાળનાર નથી પુત્રની વધામણી કરતા પણ શ્રીસદ્ગુરૂ આવ્યાની વધામણીને અનતગણી માને કોણીક રાજાએ શ્રી વીર પ્રભુનુ મોટા આડબરથી સામૈયુ કર્યુ હતુ, તેમ ભકતે પણ ગુરૂનુ સામૈયુ કરવુ જોઇએ ગુરૂરાજ જ્યા વિચરતા હોય ત્યા વખત મળે કે યથાશક્તિ દર્શનનો લાભ લેવા ચુકવુ નહી સદ્ગુરૂનો સમાગમ મળવો દુર્લભ છે, પરોક્ષમા સદ્ગુરૂએ આપેલી શિક્ષાઓ યાદ કરવી, શ્રીસદ્ગુરૂનુ વ્યાખ્યાન અવશ્ય સાભળવુ, કેટલાક કુભકતો તો પોતાના કહ્યા પ્રમાણે ચાલે તો ગુરૂને માને છે આવા કુભકતોથી જગત્ ભારભૂત સમજવુ, કેટલાક કુભકતો ગુરૂની નિંદા કરી મહા પાપકર્મ બાંધે છે, કેટલાક કુભકતો ગુરૂને ઉતરવાની બુદ્ધિ રાખે છે કેટલાક કુભકતો ઉપર ઉપરથી ગુરૂની કૃત્રિમ ભક્તિ કરે છે આત્મસાધકોએ ગુરૂની સાચી ભક્તિ-

કરવી જોઇએ, ગુરૂભકિતથી મગંલમાલા થાય છે શ્રીસદ્‌ગુરૂ જાગતા દેવ છે, તેમની ભકિતથી સદ્‌ગુરૂ શુભાશીષ્ આપે છે તેથી ભકતનું કલ્યાણ થાય છે સમકિતદાયક અને ચારિત્રદાયક સદ્‌ગુરૂધર્માચાર્યની જેટલી ભકિત કર વામા આવે તેટલી ઓછી છે, અન્ય પણ ચારિત્રધારક મુનિરાજોની યથાશકિત વૈયાવચ્ચ કરવું, કોઈ પણ મુનિરાજની નિંદા કરવી નહીં, નિંદા કરનાર ચોથો ચંડાલ છે માટે અમુક સાધુએ અમુક કર્યું, અમુક બગડી ગયા, અમુક ફસાયા વિગેરે શબ્દોથી નિંદા કરનાર કંઇ સાધુને સારા કરી શકતો નથી અને વળી પોતાના આત્માને નિંદા કર્મથી પાપી બનાવે છે માટે નિંદાના નકામા ધંધામા ભકતોએ પડવું નહીં જગતમા અજ્ઞાની લોકો નિંદા કરીને મહા પાપકર્મ બાંધે છે જ્ઞાની તેનેજ કહેવો કે કોઇની નિંદા કરે નહીં, સમકિતપ્રદ અને ચારિત્રધારક શ્રીસદ્‌ગુરૂની સમક્ષ શ્રાવકનાં બારવ્રત વા જેટલી શકિત હોય તેટલા વ્રત ઉચ્ચરવા. શ્રીસદ્‌ગુરૂ પાસે વાસક્ષેપ મસ્તક ઉપર નખાવવો જોઇએ સંસારસમુદ્રની પેલી પાર ઉતારનાર શ્રીસદ્‌ગુરૂ નાવ સમાન બતણી અહર્નિશ તેમનું અવલંબન કરવું ગુરૂની શ્રદ્ધાભકિતવાળું ભકતનું હૃદય ગુરૂના હૃદયમા રહેલા તત્ત્વોને ભકિતયોગે ગ્રહણ કરે છે પુસ્તકો વાચીને કેટલાક ભવ્યો જ્ઞાન ગ્રહણ કરવાનું ધારે છે, પણ ગુરૂના હૃદયમાથી જે જ્ઞાન લેવામા આવે છે તે ઘણા પુસ્તકો વાંચવાથી પણ મળી શકતુ નથી ગુરૂરાજ જ્ઞાન, ચારિત્ર વિગેરે અનંતગુણોની સન્મુખ ભકતના આત્માને કરી શકે છે કેટલાક એ પથશ્રદ્ધાળુમતવાદી દૃષ્ટિરાગી જીવો મુનિરાજને કુળ ગુરૂ કહી ઉથાપે છે તે પણ સમજતા નથી કે મુનિરાજતો કુળગુરૂ છેજ નહીં. મુનિરાજને કુળ ગુરૂ કહી તેમની સંગતથી દૂર રહેનારા જીવો મુનિ ગુરૂ યોગેથી સમકિત પામી શકતા નથી, આત્મશ્રેયસાધકો

હોય છે તે કદાપિ મુનિની હેલના કરી મુનિમાર્ગનો નાશ કરતા નથી સદ્ગુરૂદષ્ટિથી ભવ્ય જીવો સદ્ગુણ ગ્રહણ કરે છે સંસારમા શ્રીસદ્ગુરૂને વંદન કરી પચ્ચખાણ કરવુ જોઇએ, ભક્તશિષ્યો ગુરૂની વાણી પ્રમાણે વર્તન રાખવા અતિદિન પ્રયત્ન કરે છે

શ્રીમદ્ગુરૂની આગળ લઘુતા ધારણ કરવી, ગુરૂરાજના હૃદયમા રહેલા તત્ત્વોને માનીજીવ ગ્રહણ કરી શકતો નથી, સંસારમા સ્વાર્થના લીધે કેટલી બધી લઘુતા ધારણ કરવી પડે છે. તો ધર્મગુરૂની આગળ લઘુતા ધારણ કરવી તે તો આવશ્યક છે, શ્રીમદ્ગુરૂની આગળ નમ્ર બનવુ ભકત શિષ્યોએ એવુ ઉચ્ચવર્તન રાખવુ કે શ્રીમદ્ગુરૂને ભકત શિષ્ય ઉપર સારો વિચાર થાય - યોગના અષ્ટ અંગ સાધન કરનારને સદ્ગુરૂવિના જરા માત્ર ચાલતુ નથી, સ્વાભાવિક નિયમ છે કે, શ્રીસદ્ગુરૂ કયા વિના ઇષ્ટજ્ઞાનાદિકની સિદ્ધિ થતી નથી, તીર્થંકર કોણ છે નવતત્ત્વનુ શુ સ્વરૂપ છે ઇત્યાદિ સર્વ સદ્ગુરૂ બતાવે છે ગુરૂ વિના સદ્દેવને પણ જાણી શકતા નથી, માટે પ્રથમ શ્રીસદ્ગુરૂ સેવાની જરૂર છે મોક્ષની પ્રાપ્તિ કરાવનાર એક શ્રીસદ્ગુરૂ છે, ચતુર્ગતિના પરિભ્રમણનો નાશ શ્રીસદ્ગુરૂ કરે છે કુંભકાર જેમ માટીનો ઘડો બનાવે છે તેમ શ્રીસદ્ગુરૂજી અજ્ઞાન જીવને પણ અનેક ઉપાયોથી પરમાત્મરૂપ બનાવે છે શ્રીસદ્ગુરૂ મહારાજ શિષ્યોને આત્મતત્ત્વનુ આરાધન કરવામા પુષ્ટ નિમિત્ત કારણ છે શ્રીસદ્ગુરૂની ભક્તિ કરનાર ભકતો આ ભવમા આનંદ પામે છે અને પરભવમા પણ આનંદ પામે છે શ્રીસદ્ગુરૂની ભકિત કરનાર કદી દુ ખી રહેતો નથી સદ્ગુરૂ ભકિતકારકો સુખી થાય છે, પંચમકાલમા સદ્ગુરૂની ભક્તિ દુર્લભ છે શ્રીસદ્ગુરૂનુ મોટાઇપણુ તેમણે કરેલા ઉપકારથી છે તેથી એમ જાણી સદાકાળ સદ્ગુરૂ વંદ્ય ધ્યેય છે શ્રીસદ્ગુરૂએ જેના ઉપર ઉપકાર કર્યા છે એવા જીવો અજાણ પુરૂષો ભલે સદ્ગુરૂનુ બહુ માન વિનય ભક્તિ

કરે પણ તેથી સુભક્તોએ શંકા કરવી નહી પોતાના પિતા તે કંઇ અન્યના પિતા હોઈ શકતા નથી તેમ આપણા સદ્ગુરૂ તે કંઈ જેને ઉપદેશ ન આપ્યો તેના આપણા જેટલા ઉપકારી હોઇ શકતા નથી તેથી અન્યજનો એટલે અન્યધર્મ વાળાઓ સદ્ગુરૂની આપણા જેટલી ભક્તિ ન કરે તો તેથી અન્યજનો ઉપર દ્વેષકરવો નહી, તરવારની ધાર ઉપર નાચવું સુલભ છે પણ સદ્ગુરૂની ભક્તિ બરાબર સાધવી તે દુર્લભ છે, સદ્ગુરૂની ભક્તિ કરતા અનેક પ્રકારની ઉપાધિયો આવી પડે તોપણ હીંમત હારવી નહી, સદ્ગુરૂની સાથે આત્મપ્રેમથી વર્તવુ, સદ્ગુરૂની આજ્ઞાથી તપ, જપ, સંયમ, ધ્યાન વિગેરેની સાફલ્યતા થાય છે મિ કરપ્રકરણમા તત્ સંબંધી કહ્યુ છે કે.

## શ્લોક

किंध्यानेन भवत्वशेषविषयः त्यागैस्तपोभिः कृतम् ।
पूर्णं भावनयाऽलमिन्द्रियदमैः पर्याप्तमाप्तागमैः
किंत्वेकं भवनाशनं कुरु गुरु प्रीत्या गुरोः शासनम्
सर्वे येन विना विनाथ बलवत् स्वार्थाय नालंगुणाः॥१६॥

શ્લોકનો અર્થ સુગમ છે, તેથી વિવેચન કર્યુ નથી, ધીર વીર ભક્તો સદ્ગુરૂની સાનુકૂળતા પ્રમાણે ભક્તિયોગની સાધના કરે છે, ભક્તિયોગથી ચિત્તની નિર્મલતા થાય છે ભક્તિથી શિષ્ય ઉચ્ચકોટી ઉપર ચઢે છે ભક્તિથી મનુષ્ય પાછો પડતો નથી, સદ્ગુરૂની દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ પ્રમાણે ભક્તિ કરવી જોઈએ, સદ્ગુરૂના ધ્યાનમા એવી શક્તિ રહી છે કે તેથી ભક્ત આનંદની ખુમારી ભોગવે છે, ચોથા ગુણઠાણામા ભક્તિયોગની પ્રાધાન્યતા રહી છે માટે ભક્ત શ્રમણોપાસકોએ સદ્ગુરૂના દાસના દાસ થઇ રહેવું, શ્રી શ્રેણિકરાજાને શ્રીવીરપ્રભુઉપર જેવી ભક્તિ હતી તેવી ભક્તિને પ્રગટાવવા પ્રયત્ન કરવો શ્રીમહાવીરસ્વામિ જેમ ગૌતમ સ્વામિના ઉપકારી હતા તેમ ભક્તોને,

શ્રીમદ્ગુરૂ હાલ ઉપકારી છે, ગુરૂભક્તિનો રસ જેણે ચા-
ખ્યો છે તેને તેની ખુમારીનો અનુભવ આવે છે. ભવ્યો!
સદ્ગુરૂમુખથી જે પ્રમાણે સાંભળ્યું હતું, તેવું તમારી
આગળ પ્રકાશું છું. શ્રાવકોએ શ્રાવકબંધુઓની આગળ
શ્રીસદ્ગુરૂપાસેથી જે જે સાંભળ્યું હોય તે તે જણાવવું
જોઇએ તે પ્રમાણે, મે પણ કર્યું છે, ગુરૂરાજ ઉપદેશના અ
ધિકારી છે શ્રાવક હોવાથી હું કંઇ ઉપદેશનો અધિકારી
નથી ભવ્ય જીવોએ યાદ રાખવું કે ભક્ત શ્રાવકો સદ્ગુ-
રૂના ઉપદેશના ગ્રાહક છે માટે જેમ જેમ સદ્ગુરૂની ભક્તિ
વિશેષત કરીશું તેમ તેમ ઉપદેશની અસર હૃદયમા વિ
શેષ થશે, શ્રીસદ્ગુરુરાજની ભક્તિથી ભક્તનાં અનેક ભવના
કરેલા પાપ નાશ પામે છે મહાવીર સ્વામિની ઉપર સર્વા
નુભૂતિ અને સુનક્ષત્રની ભક્તિ ઘણી હતી તેથી ગોશા
લાએ કરેલી મહાવીરસ્વામિની અવજ્ઞા ખમી શક્યા નહો
તા સુભક્તિથી મરીને દેવતા થયા, સદ્ગુરૂ પરમહાસંત
ના પ્રતાપે પોતે તરે છે અને ગામોગામ વિહાર કરી અનેક
ભવ્ય જીવોને પ્રતિબોધ આપી તારે છે સ્ત્રી પુત્ર વ્યાપાર
વિગેરેની ઉપાધિથી દૂર થએલા સદ્ગુરૂની વૈરાગ્યદશા
તથા ધ્યાનદશાથી ભક્તોના ઉપર સારી અસર થાય છે
રજોહરણ અને મુખવસ્ત્રિકાને ધારણ કરનાર ચારિત્રધારક
અને વળી સમકિતમંત સદ્ગુરૂનું સદાકાળ શરણ હો,
જૈનધર્મનો ફેલાવો સદ્ગુરૂના પ્રતાપથી થઇ શકે છે, અ-
નંત ભવનું મિથ્યાત્વ દૂર કરનાર શ્રીસદ્ગુરૂનો ઉપકાર સ-
દાકાળ સ્મરણમા રાખવો જોઇએ પરમ કૃપાળુ દેવ શ્રીસ-
દ્ગુરૂનો મહિમા વર્ણવવાને કોઈ શક્તિમાન્ નથી શ્રીસદ્
ગુરૂની ભક્તિમા પ્રમાદદશા થશે તો પશ્ચાતાપ કરવો પડશે
સદ્ગુરૂની ભક્તિમા સદાકાલ લયલીન રહેવું, જે, ભક્ત
શ્રાવકના ઘેર મામા કાકા આવે, સાસુ આવે, બીજા કોઈ,
પણ સગા વ્હાલા આવે તે વખતે તેમની બરદાસમાં જેવી

મહેનત ઉઠાવવામા આવે છે તેવી મહેનત તો સંસારી રૂઠી સાચવવાની કહેવાય, પણ ને કરતા અનેક ગુણી વધારે તન મન અને ધનની દરકાર નહી કરીને સદ્ગુરુની ભક્તિ જે ભક્તો કરતા નથી, તેઓ હજી પહેલાજ પગથીયે છે આગળ ચઢવાના અભિલાષી નથી, સદ્ગુરૂની પ્રેમભક્તિમા સર્વ દોષનો નાશ થાય છે અને ચિત્તની સ્થિરતા થાય છે સદ્ગુરૂની ભક્તિ કરનારના ઘેર લીલાલ્હેર થાય છે, ત્રણ ભુવનનો ભક્ત ઉપરી બને છે, સદ્ગુરૂની ભક્તિમા એવી શક્તિ રહેલી છે કે, ભક્તિના યોગે મહાપાપરૂપ દોષો ટળી જાય છે, ઉદ્ધતાઇ, અવિચારપણુ વિગેરે દોષોનો નાશ સહેજે થાય છે શ્રી સદ્ગુરૂની ભક્તિથી દયા, દાન, વિનય, વિવેક, ક્ષમા, નિર્લોભતા, આત્મપ્રેમ વિગેરે સદ્ગુણોની પ્રાપ્તિ થાય છે. સદ્ગુરૂની ભક્તિ કરવાથી રજોગુણ અને તમોગુણનો નાશ થાય છે સદ્ગુરૂ કંચનકામિનીના ત્યાગી હોવાથી નિસ્પૃહ હોય છે તેથી તેઓ સત્યઉપદેશ આપે છે શ્રી સદ્ગુરૂ શિષ્યને પુત્રની પેઠે હિતશિક્ષાઓ આપી ઉચ્ચભાવનાના શિખરપર ચઢાવે છે ચન્દ્ર, સૂર્ય, મેઘ, નદી, પૃથ્વી, વિગેરેની ઉપમાથી પણ ગુરૂ અનુપમેય છે મન, વચન અને કાયાથી સદ્ગુરૂની સદાકાળ ભક્તિ કરવી, શ્રી સદ્ગુરૂના દર્શનમા એવી શક્તિ રહેલી છે કે તેઓ તો મૌન હોય તોપણ ભક્તના હૃદયની શકાઓ ટળી જાય છે, સ્પર્શમણિ લોહનુ સુવર્ણ કરી શકે છે પણ લોહને સ્પર્શમણિ કરી શકતુ નથી પણ શ્રી સદ્ગુરૂ તો શિષ્યને પોતાના સમાન કરે છે

શ્રી ધર્મગુરૂ શ્રીમદ્ યોગનીષ્ઠ શ્રી શ્રી શ્રી બુદ્ધિસાગરજી માહારાજના સદુપદેશથી જે જ્ઞાન મને પ્રાપ્ત થયુ છે, તેથી ભવ્યપ્રેમિ બધુઓની ગુરૂભક્તિ જાગૃત થવા ભક્તિનુ સ્વરૂપ દર્શાવ્યુ છે બંધુઓ ! હૃદયમા તેની અસર

થાઓ, ભક્તિના અંતરપ્રદેશમાં વ્હાલા બંધુઓ ઉતરો દ્રવ્યભક્તિદ્વારા ભાવભક્તિમાં બંધુઓ પ્રવેશ કરશો, આત્મોન્નતિમાં ગુરૂભક્તિ કલ્પવૃક્ષ સમાન છે, ગુરૂભક્તિ માતા સમાન છે, ગુરૂકૃપાથી ગુરૂપદના અધિકારી થઇશું, સર્વ જીવો સમ્યક્ સદ્‌ગુરૂભક્તિના અધિકારી થાઓ.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ.

---

## શુદ્ધિ.

### વકીલ મોહનલાલ હીમચંદ દલાઇ.

(પાદરાવાળા) ભાષણ કર્તા

એ વિષય ઉપર પાદરાવાળા વકીલ મોહનલાલ હેમચંદે લોકોના હૃદયપર સજ્જડ અસર થાય તેવો બોધ આપ્યો હતો તેમણે પ્રથમ આહારશુદ્ધિની જરૂર બતાવતા જણાવ્યું કે લોકો અભક્ષ્ય ખોરાક ખાતા થયા છે, અને તેથી તેમના શરીરમાં જોઇએ તેવા શુદ્ધ પરમાણુઓ જણાતા નથી, વળી લોકો અન્યાયથી ધન પેદા કરે છે, અને તેવા પૈસાથી ખરીદેલા અન્નનો ખોરાક પણ શરીરને અપવિત્ર બનાવે છે, અને તેવું શરીર આત્મોન્નતિમાં વિઘ્નકારક થાય છે તે ઉપર તેમણે સાચા શેઠની પાયશેરીનું હૃદયને સ્થાયી અસર કરનારૂં દૃષ્ટાન્ત આપ્યું હતું તે પછી વ્યવહારશુદ્ધિ રાખવાને જણાવ્યું હતું. જ્યાં સુધી સામાન્ય વ્યવહાર પણ શુદ્ધ નથી, ત્યાં સુધી માર્ગાનુસારીપણાના ગુણો પણ આપણે પ્રાપ્ત કર્યા નથી ત્યાં સુધી ઉંચી બાબતો મેળવવા મથવું એ હવામાં કિલ્લા બાંધવા સમાન છે માટે તમારા બીજા સાથેના લેવડદેવડમાં ન્યાયથી વર્તો, સત્ય બોલતાં શિખો, સહજ લાભનમાં જુઠું બોલવી સાચી બાબતને અસત્ય બનાવતા નહિ, ખોટી રીતે ધર્મના સોગન ખાતા નહિ, પણ ન્યાયનિષ્ઠાથી વર્તજો. એટલે આજીવ

પગલુ ભરવાને તમે લાયક થશો તે પછી તેમણે ધર્મ સબંધી શુદ્ધિ રાખવાને ઉપાય જણાવ્યો હતો. ધર્મને એક અગત્યનો વિષય ગણવો જોઇએ, જેમ ખોરાક એ શરીરને જરૂરનો છે, તેમ આત્માને સારૂં ધર્મ અગત્યનો છે માટે તે બાબતમા બેદરકાર નહિ રહેવુ અને પૂર્ણ ભક્તિથી ધર્માનુષ્ઠાન કરવુ, અને જ્ઞાન પ્રાપ્ત કરવુ. જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ સધાશે

---

## આત્મા સબંધી કેટલાક ઉદ્ગારો

### ( મી. નાગરદાસ નરોત્તમદાસનું ભાષણ )

મુનિવર્ય ચક્રમહારાજ તથા ધર્મબંધુઓ ! શ્રીયુત મોહનલાલભાઈએ જણાવ્યું તે પ્રમાણે જે મનુષ્ય વ્યવહારશુદ્ધતા સાધે છે; જે મનુષ્યના મનમાં શુદ્ધ અને શુભ વિચારોનીજ શ્રેણી વહ્યા કરે છે, અને એમ ઉત્તરોત્તર જેમ જેમ શુદ્ધ પક્ષ વધુ-વધુ બંધાતો જાય છે, તેમ તેમ તે મનુષ્ય સુખરૂપ, સત્તારૂપ અને નિત્ય આત્મસ્વરૂપના દર્શનમા મગ્ન થતો જાય છે

જો કે આપણો આત્મા પણ આપણા તીર્થંકરાદિક તથા અન્ય મહાન્ પુરૂષોના જેવો નિર્મલ અને શુદ્ધ સ્વરૂપી છે, પરંતુ અનેક જન્માન્તરમા બાંધેલા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય આદીક અષ્ટ કર્માના આવરણથી આપણે આત્માને સ્પષ્ટ રીતે જોઇ શકતા નથી, પરંતુ હવે જો આપણે એ આવરણોને દૂર કરવાને પ્રયત્નશીલ થઇશુ તો નિશ્ચયથી આત્માને દેખીશુ. જેવી રીતે, આવાં ઘટ આવરણ થતા અસખ્ય જન્મો વહી ગયા છે તે પ્રમાણે એક વખત એવા પણ આવશે કે જ્યારે આપણે પણ દેહવિમુક્ત શુદ્ધ આત્મા સ્વરૂપમા સ્મરણ કરવા શક્તિવાન્ નિવડીશુ સત્સમાગમ, શુભચિંતન, પ્રભુભક્તિ આદિક

સુરૂભક્તિથી મન શુદ્ધ થાય છે પરમાત્માનુ સ્મરણ કરતા આત્મા પણ તેવો થાય છે, કહ્યુ છે કે —

नात्यद्‌भूत भुवनभूषण भूतनाथ ।
भूतै गुणैर्भुवि भवन्तमभिष्टुवतः ॥
तुल्या भवन्ति भवतो ननु तेन किं वा ।
भूत्याश्रित य इह नात्मसम करोति ॥

ભાવાર્થ —હે ત્રણ ભુવનના ભુષણરૂપ ત્રિલોકપતિ જીનેન્દ્ર ભગવાન્ આપના ગુણોનુ આરાધન કરનાર પુરૂષ વીતરાગી થાય તેમા આશ્ચર્યજનક શુ છે ? ધનાઢય પુરૂષને ત્યા રહેતો ગુમાસ્તો શેઠના જેવો ધનવાન થવાને શુ શક્તિવાન્ નથી થતો ( અવશ્ય થાય છે જ. ) એવી રીતે ખરા અત કરણથી અને શુદ્ધ મનથી ગુરૂભક્તિ કરનાર મનુષ્ય પણ ગુરૂ સમાન ગુણો ધારણ કરવાને સમર્થ થાય છે માટે દરેક મનુષ્યે પૂર્ણ આત્મશ્રદ્ધા રાખી આત્મ સશોધન કરવા અર્થે ગુરૂભક્ત્યાદીક તથા આવશ્યક ક્રિયાઓ કરવામા મગ્ન રહેવુ જોઇએ દરેક મનુષ્ય સિદ્ધપદ પણ પ્રાપ્ત કરવાને સમથ છે

---

## વિવેક

મી. મણીલાલ મોહનલાલ (પાદરાવાળા)નુ ભાષણ

યોગનિષ્ઠ શ્રીમાન્ સદ્‌ગુરૂ મુનિમહારાજજી, અધ્યાત્મ જીજ્ઞાસુ વિદ્વજ્જનો ને મુમુક્ષુ બ્હેનો —

હુ આપની પાસે એક તૈયાર થઇ આવેલ વક્તા તરીકે મારૂ વકૃત્વ દર્શાવવા ઉભો નથી, પરતુ ગુરૂમહારાજની આજ્ઞાનુસાર કાઇક બોલીશ

વિવેકો દશમો નિધિ વિવેક, એટલે આપણાથી વ ડીલની આજ્ઞા માનવી અને ખરી વસ્તુને તેના ખરા સ્વરૂપમા પારખવાની શક્તિ

અહસ્થો ! હુ સિધ્ધો ને જતા વાકો ચુકો થઇ એ-કાદ ગલીમાં પેસી જવા માગછુ—એટલે વિષયને જેવી રીતે પ્રસારીશ તેવી ભિન્ન રીતમાજ તેને સ્કેલી લઇશ, વિવેક બે પ્રકારે થાય, એક પોતાના વડીલનો ને બીજો આત્માનો, તેમાનો પ્રથમ પ્રકારનો લઇશુ, નવ માસ ગર્ભમા રાખી અતિશય દુખો સહન કરી આપણને ઉછેરનાર મા યાણુ પૂજનીય અને માનનીય માતપિતાનો વિવેક આપણે કરવો જોઇએ તેવીજ રીતે આપણાથી વય અગર જ્ઞાને વડીલ હોય તેનો વિવેક પણ આપણે કરવો જોઇએ દેવગુરૂનો વિવેક કદી ભુલવો જોઇએ નહી, હવે વિવેક કુદેવમા દેવપણુ માનતા મનુષ્યને અટકાવે છે વિષયાસક્ત સત્તા વાળા, લોભી, કામી, ક્રોધી ને જેઓને બીજા દેવોને પ્રસન્ન કરવાનુ બાકી રહ્યુ છે તેવા દેવોમા દેવપણુ વિવેક માનવા દેતો નથી ભવસાગરમાં નાવ સમાન સદ્ગુરૂનુ ભાન પણ વિવેકજ કરાવે છે, કેમકે, વિષયકષાયમા નિમગ્ન, કામીનીલોલુપ, ઇંદ્રીય સુખમા આસકત જીવા જીવના સ્વરૂપથી અજ્ઞાન, કદમુળ આદિ અનત કાયના ભક્ષક,—રાત્રીભોજન કરનાર, સ્રી આદિ ધારક અનેક આરભ કામમા તત્પર અને પુદગલીક વસ્તુના મોહમય સુખમા પચી રહેલા, અસદગુરૂથી પચમહાવ્રત ધારી સસાગથી જલ કમલવત્ ભિન્ન એવા, સદગુરૂનુ ભિન્નપણુ પણ વિવેકજ બતાવે છે. વિવેક રાગ દ્વેષને મોહને આપણાથી દુરજ રાખે છે તેમજ ક્રોધથી કોઇ પણ ઉપર આ ક્રોધ કરી કઠણ વચન કહેતા આપણને અટકાવી ઉલટી ઉપશમાદૃષ્ટિ વાપરતા વિવેકજ શીખવે છે, વળી વિવેકી મનુષ્યો વાદળ છાયા જેવા ઇદ્રીય સુખોમા કદી પણ રાચતા નથી કારણકે તેઓ જાણે છે કે ઇદ્રીયોજ તેમને ચોરાશી લાખ જીવયોની મા ભટકાવનાર છે તેથી તેઓ વિષયોને માત્ર તટસ્થપણેજ, રાગદ્વેષથી રહીત થઇ અનુભવે છે વિવેક સજ્જનનો સયોગ

સુસ્મરણથી મન શુદ્ધ થાય છે પરમાત્માનુ સ્મરણ કરતા આત્મા પણ તેવો થાય છે, કહ્યુ છે કે —

नात्यद्भूतं भुवनभूषण भूतनाथ ।
भूतै गुणैर्भुवि भवन्तमभिष्टुवन्तः ॥
तुल्या भवन्ति भवतो ननु तेन किं वा ।
भूत्याश्रित य इह नात्मसम करोति ॥

ભાવાર્થ -હે ત્રણ ભુવનના ભુષણરૂપ ત્રિલોકપતિ જીનેન્દ્ર ભગવાન્ આપના ગુણોનુ આરાધન કરનાર પુરૂષ વીતરાગી થાય તેમા આશ્ચર્યજનક શુ છે ? ધનાઢય પુરૂષને ત્યા રહેલો ગુમાસ્તો શેઠના જેવો ધનવાન થવાને શુ શક્તિવાન્ નથી થતો ( અવશ્ય થાય છે જ ) એવી રીતે ખરા અંત:કરણથી અને શુદ્ધ મનથી ગુરૂભક્તિ કરનાર મનુષ્ય પણ ગુરૂ સમાન ગુણો ધારણ કરવાને સમર્થ થાય છે માટે દરેક મનુષ્યે પૂર્ણ આત્મશ્રદ્ધા રાખી આત્મ ગવેશોધન કરવા અર્થે ગુરૂભક્ત્યાદીક તથા આવશ્યક ક્રિયાઓ કરવામા મગ્ન રહેવુ જોઇએ દરેક મનુષ્ય સિદ્ધપદ પણ પ્રાપ્ત કરવાને સમર્થ છે

---

## વિવેક

**મી. મણીલાલ મોહનલાલ (પાદરાવાળા)નુ ભાષણ**

યોગનિષ્ઠ શ્રીમાન્ સદ્‌ગુરૂ મુનિમહારાજજી, અધ્યાત્મ જીજ્ઞાસુ-વિદ્વજ્જનો ને મુમુક્ષુ બહેનો —

હુ આપની પાસે એક તૈયાર થઇ આવેલ વક્તા તરીકે મારૂ વકૃત્વ દર્શાવવા ઉભો નથી, પરંતુ ગુરૂમહારાજની આજ્ઞાનુસાર કાંઇક બોલીશ

વિવેકો દશમો નિધિ વિવેક, એટલે આપણાથી વડીલની આજ્ઞા માનવી અને ખરી વસ્તુને તેના ખરા સ્વરૂપમા પારખવાની શક્તિ

થાય તેમ કર્મ આવરણથી ઢંકાયેલો આત્મા
તેને સદ્‌ગુરૂ ઝવેરી સાફ કરી અમલ
શકે છે, આ વિવેકથી જણાય છે કે વિવેક
ખ કરાવી તેની પ્રતીતી કરાવે છે પછી
ા કરાય તો આત્મા ઉચ્ચ ભાવનાએ ચઢતો
લોકલોકમા પ્રસરાવતો શાસ્વત સુખનો
તેવીજ રીતે જગતની સર્વ વ્યકિત પ્રકાશક
સ્વરૂપ સમજે તેથી પ્રાતે સાસ્વતસુખના
એજ આતરીક ઇચ્છા એજ શાતિ

---

દ્રસાગરજીનુ સમાપ્તિનું વ્યાખ્યાન
સોમવારે બપોર પછી )

## शांतिनो आशीर्वाद

संघस्य शांतिर्भवतु,
नरस्य शांतिर्भवतु, श्रीजनपदानां शांतिर्भवतु,
धिपाना शांतिर्भवतु, श्रीराज्यसंनिवेशानां शांतिर्भवतु;
ष्ठानां शांतिर्भवतु, श्रीपुरमुख्याणां शांतिर्भवतु;
लोकस्य शांतिर्भवतु ॥

એ પ્રમાણે શાન્તિપાઠ બોલી માણસાના ઠાકોર રાઓળ
શ્રી તખ્તસિંહજીની તથા શ્રીમંત બ્રીટીશ સરકારની
સર્વ પ્રાણીમાત્રની શાતિ ઇચ્છી હતી સર્વ પુરૂષનુ કલ્યા-
ઇચ્છવું એ આપણો ધર્મ છે આપણો જૈન ધર્મ શાતિ
પ્રિય પ્રજા છીએ પ્રેમથી 'શાતિના વિચારથી આપણુ' તેમજ
પરનું કલ્યાણ થાય છે બાહ્ય શાતિથી પણ ફાયદા છે તો
અધ્યાત્મ શાતિમા વિશેષ લાભ હોય તે કહ્યા વિના પણ
ય તેવી બાબત છે, સર્વનુ ભલુ થાઓ અને સર્વની
થાઓ એવી આશિષ છે શ્રી બરીના રાજાએ દયા

વિયોગ કે દુર્જન સંયોગ વિયોગનો હર્ષ શોક થવા દેતો નથી, કારણ તે જાણે છે કે સંસારની સ્થિતિ એવીજ છે તેમાં કોણ શાસ્વતું, કોઇ કોનો સંયોગ શાસ્વતો છે ? એમ તે જાણે છે ને તે વિવેકે જણાય છે

હવે વિવેક મનુષ્યને પોતાના આત્માનો વિવેક કરતા શીખવે છે સ્વ અને પર આત્મિક અને પોદ્ગલિક એ બે વસ્તુ ભીન્ન છે તેનો વિવેક તે વિવેકથી જણાય છે વળી આત્માની અનંતી રીદ્ધીઓ છે તે આત્માનું જળહળતું તેજ કે જેની જ્યોતિ લોકાલોક પ્રમાણ ઝગઝગે છે, એવો અનંત રીદ્ધીવંત આત્મા તેને ઓળખતા ને તેની પ્રતીતિ કરતા વિવેકજ શીખવે છે જેમ મૃગ કસ્તુરીની વાસ આવવાથી કસ્તુરી કસ્તુરી કરતો આખા જંગલમાં ભટકે છે પણ જાણતો નથી કે કસ્તુરી તેની ડુંટીમાજ છે તેમ આ ચેતન મારૂં મારૂં કરતો અખીલ જગતવનમા બહારના વ્યવસાયમા ભમતો ફરે છે પણ જાણતો નથી કે હે ચેતન તારૂં શું છે ? બહારની કઇ અશાશ્વતી વસ્તુ ખરી છે તે કોઇની થઇ છે ભલા, તારે તો તારી પાસેજ છે તે તારાથી ન્યારૂં કદી થતું નથી ? સદ્ગુરૂ સમાગમોપાર્જીત અનુભવ દુર્બીનવડે જરા તું તારા આત્માની અનંતરિદ્ધિઓ અને અનંત શકતીઓ તો જો કે આત્મા તો પરમાત્મારૂપજ છે, આત્માની શકિત તીર્થંકર જેટલીજ બળવાન છે ફકત તેને ઓલખી ફેરવવીજ બાકીજ છે ને તે ઓળખાવે તું, અનંતો રિદ્ધિવંત છે, આ બધું આત્માનો વિવેકજ શીખવે છે, મનુષ્યને બહારની કૃત્રીમ જેવી દેખાતી પુદ્ગલિક વસ્તુઓ અગર મોહમાયાના ફંદથી થતા સ્વલ્પ આનંદ કરતા આત્માર્થી પુરૂષને ફકત આત્મદર્શન અનુભવથી જે આનંદ થાય છે તે આનંદનો તેનાથી અનંતઘણો ઉલ્લાસ વંત હોય છે આત્મા શરીરમા, તલમા તેલની આકૃતે રોમ રોમ વ્યાપી રહેલ છે પણ જેમ હીરો ધુળમા દટાવાથી

રજથી આચ્છાદન થાય તેમ કર્મ આવરણથી ઢંકાયેલો આત્મા અશુદ્ધ બને છે તેને સદ્ગુરૂ ઝવેરી સાફ કરી અસલ સ્થિતિએ લાવી શકે છે, આ વિવેકથી જણાય છે કે વિવેક આત્માની ઓલખ કરાવી તેની પ્રતીતી કરાવે છે પછી જો તેમા રમણતા કરાય તો આત્મા ઉચ ભાવનાએ ચઢતો ચઢતો તેનુ તેજ લોકલોકમા પ્રસરાવતો શાસ્વત સુખનો ભોગી બને છે, તેવીજ રીતે જગતની સર્વ વ્યક્તિ પ્રકાશક વિવેકનુ શુદ્ધ સ્વરૂપ સમજે તેથી અંતે સાસ્વતસુખના અધિકારી થવાશે એજ આતરીક ઇચ્છા. એજ શાંતિ

---

## મુનિ શ્રી બુદ્ધિસાગરજીનું મભાપ્તિનું વ્યાખ્યાન

### (સોમવારે બપોર પછી)

### શાંતિનો આર્શીર્વાદ

શ્રી શ્રમણ સંઘસ્ય શાતિર્ભવતુ,
શ્રીપૌરજનસ્ય શાતિર્ભવતુ, શ્રીજનપદાના શાંતિર્ભવતુ,
શ્રીરાજાધિપાના શાંતિર્ભવતુ, શ્રીરાજ્યસન્નિવેશાનાં શાંતિર્ભવતુ,
શ્રીગોષ્ઠિકાનાં શાતિર્ભવતુ, શ્રીપુરમુખ્યાણા શાંતિર્ભવતુ,
શ્રીબ્રહ્મલોકસ્ય શાતિર્ભવતુ ॥

એ પ્રમાણે શાતિપાઠ બોલી માણસાના ઠાકોર [illegible] દરબાર શ્રી તખતસિંહજીની તથા શ્રીમત પ્રીટીશ સરકારની તથા સર્વ પ્રાણીમાત્રની શાતિ ઇચ્છી હતી. [illegible] ઇચ્છવુ એ આપણો ધર્મ છે આપણે [illegible] ધર્મ [illegible] પ્રિય પ્રજા છીએ. પ્રેમથી શાતિના વિચારથી [illegible] પરંતુ કલ્યાણ થાય છે બાહ્ય શાતિથી [illegible] અધ્યાત્મ શાતિમા વિશેષ [illegible] હોય તે [illegible] સમજાય તેવી બાબત છે, સર્વનું [illegible] શાતિ થાઓ એવી [illegible]

માર્ગને ઉત્તેજન આપ્યું માટે તેની પણ શાંતિ થાઓ છેવટમાં અત્રે થયેલા ભાષણોમાંથી સાર ગ્રહણ કરી તે પ્રમાણે વર્તશો, અને સત્ય પ્રેમ અને દયા વગેરે ઉચ્ચ સદ્ગુણો ખીલવશો અનંતજ્ઞાની શ્રી વીરપ્રભુએ કહેલા વચનો સર્વ સાપેક્ષ છે સર્વ જીવોને શાંતિ પમાડવી સર્વનું સુખ ઇચ્છવું, સવી જીવ કરૂ શાસનરસી, એસી ભાવ દયા મન ઉલ્લસી. ઇત્યાદિ મહાવાક્યો પરમશાંતિને પ્રવર્તાવનારાં છે આખી દુનિયામાં અધ્યાત્મ જ્ઞાનથી પરમશાંતિ ફેલાવવી એ જૈનધર્મનું પ્રથમ કાર્ય છે તે કાર્યમાં શાસનદેવતાઓ સ્હાય કરો, સંગ્રહનયની દૃષ્ટિથી સર્વ જગતના જીવો પર માત્મા સમાન છે, માટે વ્યવહારમાં વર્તતા છતાં પણ સંગ્રહનયદૃષ્ટિથી સર્વને ઉચ્ચ દેખશો તો તમે પણ ઉચ્ચ થશો વર્તમાનકાળમાં ઉચ્ચભાવના કરી ભવિષ્યજીવન ઉચ્ચ કરો અને કૃતકર્મનો ક્ષય કરો, અધ્યાત્મદૃષ્ટિથી પરમશાંતિ મેળવવાને શ્રીવીરતીર્થંકરના અમૂલ્ય વચનોનો વિચાર કરો, પરમસુખની પ્રાપ્તિ માટે કેવલજ્ઞાનીની વાણીવીણાનું સેવન કરો, નીચભાવનાથી સદાકાળ નીચા થશો, ઉચ્ચભાવનાથી ઉચ્ચ થશો, ઉચ્ચભાવનારૂપ અતુલધન તમારા આત્મામાં છે, માયાના પ્રદેશમાં સદાકાળ વાસ કરનાર ને આ બાબતની સમજણ પડતી નથી, અધ્યાત્મજ્ઞાનિયો આત્માના અસંખ્ય પ્રદેશની જ્યોતિથી, સર્વને જાણે છે દેખે છે પોતે તરે છે, અને બીજાઓને તારે છે

ॐ શાંતિ શાંતિ શાંતિ

सर्व मंगल मांगल्य सर्व कल्याणकारण
प्रधान सर्व धर्माणां जैन जयति शासनम् ॥ १ ॥

# ॐ नमः सरस्वत्यै

# अथ सांवत्सरिक क्षमापना ग्रन्थः

## रचयिता—मुनि बुद्धिसागरः

### मैत्री

खामेमि सव्वजीवे सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्वभूएसु वेरं मज्झं न केणइ ॥ १ ॥

ચતુર્દશ-રજ્જવાત્મક લોકસ્થિત સર્વ જીવોને હું ખમાવું છું, સર્વ જીવો ક્ષમાપના મારી સાથે કરો આજથી મ્હારે સર્વ જીવ પર મૈત્રીભાવ છે, કોઇની સાથે મારે વૈર નથી

સર્વ જીવો મારા આત્મસમાન સુખ દુ:ખની લાગણી વાળા છે, મારા પ્યારા એક સત્તામય જીવો ! તમે સુખી થાઓ, તમારી આત્મશક્તિનો પ્રકાશ કરી અનંત સુખ ભોગવો.

વિવેકદૃષ્ટિથી આત્મપ્રદેશ તરફ દૃષ્ટિ કરી વિચારતા મને હવે માલુમ પડે છે કે, તમે ત્રસ અને સ્થાવર પ્રાણિયો મારા સજાતિય છો, હે ત્રસ અને સ્થાવર જીવો ! તમારા સંબંધમાં અનાદિ કાળથી પરિભ્રમણ કરતાં હું અનંતશઃ આવ્યો છું, અને તે સંબંધયોગે મેં મન વચન અને કાયાથી તમને દુઃખવ્યા હોય તેની ક્ષમાપના કરજો

સ્વાર્થથી, ક્રોધથી, અવિચારથી, અહંકારથી, દ્વેષથી, અજ્ઞાનાવસ્થામય બની મેં તમને અનેક પ્રકારે સંતાપ્યાં હોય, તેની ક્ષમાપના અંત:કરણથી સિદ્ધોની સાક્ષી પૂર્વક માગું છું

અનાદિ કર્મ રચના રચિત નાનાવિધ દેહધારક

છોડાવતાં અજ્ઞાનરોગે ઉપકારીઉપર પણ, અનુપકારી બુદ્ધિ થશે, તોપણ હું બાળકને ઔષધની પેઠે આવિહિત માટે પ્રયત્ન કરીશ, તેથી તમને મૈત્રીભાવનામાં ભ્રમબુદ્ધિ ઉત્પન્ન ન થાય, તે માટે પ્રથમથી નિવેદન કરૂ છુ હું જે કહીશ, લખીશ, બતાવીશ, સમજાવીશ, તે સર્વ તમારા આત્માની ઉચ્ચ સ્થિતિ માટે સમજશો ખરેખર હે મિત્ર જીવો! અન્તરપ્રદેશના જ્ઞાનોદ્ગારથી તમારી આગળ પ્રેમભાવે મારૂ હૃદય ખાલી કરૂ છુ, તેથી તમે મારા વચન ઉપર વિશ્વાસ રાખશો, તો તમારા હૃદયમા પૂજ્યભાવથી, મારા વચનો પ્રવેશ કરશે ખરી પ્રેમલક્ષણાભક્તિનો અંતઃકરણમા ઉદ્ભવ થવાથી, હે જીવો! તમને હું પ્રેમથી કહું છુ તમને તમારૂ સ્વરૂપ બતાવુ છુ, ખરેખર તમે શરીરને દેખી પોતાને શરીરરૂપ માનો છો, એ તમારી મોટી ભૂલ છે શરીર તો તમારે રહેવાનુ એક ઘર છે, તે દેહઘરમા રહીને અનેક પ્રકારનો વ્યવસાય કરનાર તમે આત્મા છો માટે તમો કાયાપોષણ માટે અનેક જીવના શરીરનુ ભક્ષણ કરી, પશુ, પંખી, જલચર, વનસ્પતિ વિગેરે જીવને દુઃખ આપો છો, તેનો વિચાર કરો ખરેખર બીજાની દયા કરવી એ તમારીજ દયા છે બીજાની દયામા તમારા આત્માની દયાનો મહિમા સમાય છે

હે જગતના જીવો! હું જે કહુ છું, લખુ છુ, સમજાવુ છુ, તે સબંધી શુદ્ધવિચારો તમારાજ છે શુદ્ધવિચારથી અન્તરાત્માની ઉન્નતિસિદ્ધ થાય છે સમકિત પ્રાપ્ત થવાથી, શુદ્ધવિચાર કહી શકાય છે હે ભવ્યજીવો! અજ્ઞાનથી તમારી શુદ્ધસ્થિતિને તમે જાણી શકતા નથી તમારા શુદ્ધવર્તનમા તમારૂ પરમઐશ્વર્ય સમાયુ છે, એમ સમજી તમે શુદ્ધવિચાર પ્રેરક લેખકઉપર વિશ્વાસબુદ્ધિથી જોશો વિશ્વાસબુદ્ધિથી તમો જોશો તો, પ્રેમ, ભક્તિ, શ્રદ્ધાની ઉત્તરોત્તર સ્થિતિ પામીને તમે દેહછતા પણ વિદેહી અવસ્થા પ્રાપ્ત કર્યા જેવી આત્મદશાના યોગે અનુભવાનન્દ વરશો

હે જગતજીવો! તમારા પ્રતિ દ્રવ્યદયા તથા ભાવદયાનુ ચિંતવન જ મારી આત્માની ઉન્નતિમાં પરમ હેતુ છે તમે અસંખ્ય જીવો તથા નિગોદની અપેક્ષાએ અનંત જીવો છો તમારી પ્રત્યેકની અસંખ્યાતપ્રદેશમય વ્યક્તિ છે તમો સ્વસ્વરૂપજ્ઞાનથીજ સ્વોન્નતિ પ્રાપ્ત કરી શકશો.

ઉત્તમ અવતારધારક હે મનુષ્યો! તમો અનેક દેશજન્મ યોગે સ્વસ્વ દેશાભિમાન ધારણ કરી, બાહ્યદેશમમતાયોગે એકબીજાની અવનતિ કરવા ઈચ્છો છો, તે શુ તમારી ભૂલ નથી? ભૂલજ છે સર્વ આત્માઓ એક સરખા આસંખ્યેતર પ્રદેશોથી છે, છતા અન્તરસ્વરૂપ ભૂલી, બાહ્યાભિમાનથી એક બીજાથી દૂર પડી, પરસ્પર લડીમરો છો, તે શું તમને છાજે છે? ઘટે છે? વિચારો, વિજાતિયદેશના જલ એક સરખા છે તેમ તમે વિજાતિય દેશમા જન્મ્યા છો, પણ આત્મત્વથી એક સરખા છો માટે એક બીજાપ્રતિ મૈત્રી ભાવનાથી દેખો અને એકબીજાના ભલામા શુદ્ધવિચાર ધારો

તમો કોઇ મનુષ્યનુ ભલું ચિંતવશો તે ભલાવિચારથી અશુભ કર્મોદયથી તેનું સારૂ થઇ શકતું નથી પણ ભલો વિચાર કરે છે તેનું તો સારૂ થઇશકે છે માટે સારા વિચાર કરનારને સારૂ ફળ પ્રાપ્ત થાય છે

તમારા શુદ્ધવિચારાનુસાર અન્યજીવો વર્તન રાખશે વા તે પ્રમાણે શુદ્ધવિચાર કરશે તો તેમનુ આત્મહિત થશે.

હે ભવ્યજીવો–તમને તમારૂ સત્યસ્વરૂપ આજપર્યંત ઓળખાયુ નથી વા ઓળખાશે નહિ તેમા કોઈ પણ પ્રતિબન્ધક છે ઘટસ્થદીપનો પ્રકાશ બહિર પડતો નથી તેમા ઘટ પ્રતિબંધક છે તેમ તમારા શુદ્ધ સ્વભાવનો પણ પ્રતિબંધક કોઇ છે અને તે જ્ઞાનાવરણીયાદિકર્મ છે, જ્ઞાનાવરણીયાદિ પ્રતિબંધકકર્મનો નાશ કરી સ્વસ્વરૂપનો પ્રકાશ કરવા શક્તિમાન્ થઇ શકો તેમ છો

બાહ્યથી તમારૂ જે સ્વરૂપ દેખવામા આવે છે, તે

પૌદ્ગલિક છે, તેમા તમારૂ સ્વરૂપ નથી તમે જ્ઞાનદર્શનચારિત્રમય, અસખ્યપ્રદેશમય વ્યક્તિ છો, તમે મન–વાણી સર્વથી ભિન્ન છો, માટે બાહ્ય પુદ્ગલિક પ્રદેશોમા વર્તતા છતા પણ અન્તર સ્વરૂપથી અન્તરમા વર્તો

તમારી આત્મશક્તિયોનો પ્રકાશ, તમોજ સ્વસામર્થ્યથી કરીશકશો, મનુષ્યાવતાર–દેવાવતાર પણ તમારા સામર્થ્યાધીન છે માટે ભાવીભાવ હશે તેમ બને એમ બોલી ચેસ, જેવા ઢીલાઢપ થઇ આત્મસામર્થ્યપ્રકાશપ્રયત્નને છોડશો નહિ

તમો હિદુ, મુસલમાન, પારશી, અગ્રેજ, જાપાનીઝ, ચીનાવિગેરે ગમે તે હો, પણ તમારા પ્રત્યેકના શરીરમા રહેલો પ્રત્યેક આત્મા જ્ઞાનાદિગુણથી એક સરખો છે માટે પરસ્પર સમાનભાવ રાખવો એક બીજાની દયા કરવી તે પણ એક સામાનધર્મથી, તમો એક બીજા ના નજીકના છો છતા કેમ તમો પરસ્પર ઇર્ષ્યા, વૈર, જાત્યાભિમાનની મિથ્યા લાગણીથી પરઆત્મસ્વરૂપ આત્માઓનુ અનિષ્ટ કરવા અશુભ વિચારો કરો છો, હિસા કરો છો, એક બીજાને મારી નાખવા કેમ પ્રયત્ન કરો છો, કોઇ પણ પશુ, પખી, મનુષ્યની આગળી કાપવાનો તમને તમોએ માનેલા કોઇ પણ ઇશ્વરે શુ હુકમ આપ્યો છે ? વિચાર કરો વિચાર કરો, વિચાર કરો, કીડીથી માડીને ઇન્દ્રપર્યંતના આત્માઓ એક સરખા છે, તમોને કોઇ દુખ આપે તો જેમ દુખ થાય છે તેમ તમો અન્યજીવોને મારો છો, સતાપો છો તો તેથી તેમને દુખ થયાવિના રહેતુ નથી તમારો અન્તરાત્મા અન્યજીવોને દુખ આપતા પ્રથમ વારે છે તેનો તમો વિચાર કરો કોઇના પણ આત્માને દુખ આપવુ તે તમારા આત્માને દુઃખ આપ્યા બરોબર છે

સર્વેજીવો તમારા બન્ધુ છે તમારા સમાન છે કર્મથી પ્રત્યેક જીવોના શરીર ભિન્ન ભિન્ન રચાયા છે આત્માની મિત્રાઇ શરીરના સબધથી નથી દેશના સબધથી નથી

પણ આત્માના સ્વરૂપથી સર્વ આત્માઓની સાથે સંબંધ હોવાથી એકબીજાના વિરૂદ્ધ અનંત અતીતકાલથી જે જે ખરાબ લાગણીઓ થઈ હોય એકબીજાનો ઘાત કર્યો હોય તે હવે સમજીને મન વચન કાયાવડે ક્ષમાવો હું પણ સર્વજીવો તમને ખમાવું છું. આહાર વિહાર, ક્રોધાદિકથી મે તમોને જે જે દુ ખો આપ્યા હોય તેની ક્ષમાપના કરૂ છું તમો સર્વજીવો મારા મિત્ર છો તેમ તમો પણ પરસ્પર એક બીજાના મિત્રો છો મિત્રવર્તન પ્રવૃત્તિમા મૂકવાને શુદ્ધ અંત કરણથી પ્રતિજ્ઞા કરી મૈત્રીભાવમા જોડાઓ આર્યાવર્ત્તથી આગ ભીને પશુ, પખી, મનુષ્ય વિગેરે જે કોઈ જીવો તમારા સબંધમા આવ્યા હોય તેની સાથે તમો અનિષ્ટ સબધથી વર્તી હોવ, હિંસા, આદિ જે જે દોષો કરી તમો મલીન બન્યા હો તે માટે તમારા આત્માને ખમાવો નિન્દો અને અન્ય જીવોને ખમાવો તેથી તમો નિર્મલ થશો ।

હે મિત્ર! તમારા મનમા સદા શુભવિચાર તમો ધારણ કરો મન તમને નઠારા વિચારમા પ્રેરે તો તુરત તમો મનને વેગ આપી શુભ વિચાર અને શુદ્ધ વિચારમા પ્રેરો, પ્રભુના ગુણોનુ સ્મરણ વા સદ્ગુરૂના વા આત્મગુણ- ચિંતવનમા મનને રોકો, આત્માનુ સામર્થ્ય પ્રાપ્ત કરો આ ભાવડે આત્માનો ઉદ્ધાર થવાનો છે, પોતાના સામર્થ્યથીજ હે મિત્રો! તમો સસારસમુદ્ર તરી શકશો, તમો કઇ પણ આત્મપ્રયત્ન કરશો નહિ તો તમને આત્મસામર્થ્ય પ્રાપ્ત થનાર નથી - શ્રી વીરપ્રભુ તીર્થંકરે બાર વર્ષ અધિક આત્મ- ધ્યાન કર્યું, ત્યારે કેવલજ્ઞાન, સપ્રાપ્ત કર્યું તમો પણ તેવી રીતે સર્વજીવ સમાનભાવથીજ આત્મોન્નતિ કરવા પ્રયત્નમા જોડાઓ; તમારા પ્રયત્નથી પ્રતિદિન તમો કઈક આગળ વધશો, તમારો આત્મા પ્રસન્નતાથી આગળ વધશે કે તુરત તે આનંદધારાને પ્રાપ્ત કરશે, આનદ ખરેખર અન્તરમા છે.

હે મિત્રો! તમો સુખને માટે અનેક જીવોને મારી

નાખો છો, અનેક જીવોને સતાપો છો, અનેક જીવોને છેત રવાને માટે અનેક પ્રકારની કળાઓ તથા ચેષ્ટાઓ કરો છો, તેથી કંઇ તમને તાત્વિકસુખ મળેતુ નથી અને ઉલટા તમારા મિત્રજીવોને દુ ખ આપી દુ ખના ખાડામાં તમો પોતે ઉતરો છો, તેનો વિચાર કરો, અને અશુભ કર્મથી પાછા હઠો, અન્ય મિત્રજીવોને દુ ખ આપવામા તમને Cલટુ દુ ખજ મળવાનું એમ સૂત્રની પેઠે આ વાક્ય હૃદયમા પુન પુન વિચારશો અન્ય તમારા મિત્રજીવોમા આત્માઓને નહિ દુ ખવવામા તમને સુખ મળશે. જેવુ વાવે-તેવુ લણે આ મીઠી કહેવતનો પરમાર્થ અ તકરણમા પુન પુન સ્મરણ કરશો હે મિત્રજીવો તમારા આત્મા વડે અન્યજીવો ક્રોધ કરે, દ્વેષ કરે, ઇર્ષ્યા કરે, કર્મ બાંધે એમ થવુ જોઇએ નહિ

હે ભવ્યજીવો ! તમે જો રાજા-બાદશાહ તરીકે હોય તો, નીતિનો ત્યાગ કરી અનીતિથી પ્રજાપીડન, કોટિ જીવોની ઘાત, વિશ્વાસઘાત, માસભક્ષણ, દારૂપાન, વ્યભિચાર વિગેરે અપકૃત્યથી દૂર રહી શુભ અને શુદ્ધ વિચારોથી આત્મોન્નતિ કરવા પ્રયત્ન સતત જારી રાખશો, સર્વ જીવોનુ રક્ષણ કરનાર સર્વ જીવોને જરામાત્ર પણ દુ ખ નહિ આપનાર વસ્તુત આત્માઓ રાજાના પણ રાજા છે

હે મિત્રજીવો ! તમો વકીલાતથી પોતાનું ગુજરાન ચલાવતા હોયતો તમારા આત્માની ખાતર, કપટ, અસત્યવચન, વિશ્વાસઘાત, વિગેરેથી દૂર રહેશો તમારા આત્માની ઉન્નતિમા કપટ વિગેરે દોષો વિઘ્નભૂત છે, તેથી તમો આત્મોદયની પ્રાપ્તિ કરી શકનાર નથી, પાપ થકી પોતાના આત્માને છોડાવવો એજ ખરી વકીલાત છે

જો તમો, દાસ-નોકર હોતો પ્રમાણિકપણુ સાચવી નીતિના માર્ગમા પ્રવૃત્તિ કરી પરમાત્માના દાસ બની કોઇ પણ જીવનુ- ભૂડું કરશો નહિ તેમ વિચારશો પણ નહિ,

તમારાથી કોઈ જીવની લાગણી દુઃખાવી જોઈએ નહિ

હે મિત્રો ! તમો જો વ્યાપારી તરીકે હોતો અનેક પ્રકારના વ્યાપારમા કોઈ પણ જીવોની હિંસા ન થાય, કોઈ પણ જાતનો દગો ન થાય, તેમ વર્તજો, જુઠું બોલીને પ્રથમ પોતાના આત્માને છેતરવાનું અને અન્ય જનના આત્માને છેતરવાનું અપકૃત્યમો-વ્યોપાર ધંધામા કરશો નહિ હે મિત્રો ! પ્રમાણીકપણાથી ગુર્જરશન ચલાવી સર્વ જીવોપર ભાવ ધારણ કરી ધર્મજીવનની પુષ્ટિ કરવા સતત ખરા અન્તકરણથી પ્રયત્ન કરજો

સર્વ કરતાં હિંસા-મિથ્યાત્વ આદિ અધર્મનો ઉપદેશ દેવો એ મોટામા મોટુ પાપ છે, અસત્ય ઉપદેશ, અસત્ય ધર્મના લેખ, જગતમા લોકો લડીમરે એવા નિબંધ ઇત્યાદિ પાપોપદેશથી હેમિત્રો દૂર રહેવુ કારણકે-તમારી વાણીથી-તમારા લેખથી જીવોના હૃદય દુખાય, હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચારની વૃદ્ધિ થાય-મનુષ્યો એક બીજા ઉપર વૈરભાવની લાગણીથી દેખે. નાત, જાત, દેશમા મારામારી થાય તેનુ પાપ મોટુ છે, અને તે પાપમા પ્રેરક લેખક તથા ઉપદેશક છે માટે હે આત્માઓ તમારે સર્વ જીવોને શાંતિ મળે એવુ વર્તન રાખવુ જોઈએ

સત્ય ઉપદેશ અને સત્ય લેખ, સત્ય ગ્રન્થ બનાવવા સમાન કોઈ ઉપકાર ધર્મ નથી અર્થાત્ સત્ય વસ્તુનો ઉપદેશ દેવાથી અને સત્યગ્રંથ લખવાથી સત્ય ધર્મની પ્રાપ્તિ થાય છે માટે પ્રેમિ બન્ધુઓ, રાગ દ્વેષનો નાશ થાય, સર્વજીવો દયાધર્મનુ સેવન કરે એવો ઉપદેશ આપો, અને એવા લેખ તથા ગ્રન્થો લખો

આજીવિકાનિમિત્તે ઉપદેશ દેવાનુ કામ કરવુ એ સમાન આત્માની ઉન્નતિ અર્થે નથી માટે હે મિત્રો ! ધર્મનો ઉપદેશ બાને ધન સંચય કરવાની બુદ્ધિ ધારશો નહિ,

અસત્ય અધર્મોપદેશ તથા લેખથી જગતના જીવોદ્

અનિષ્ટ જે કર્યું હોય તે સંબંધી હે મિત્રો ! પશ્ચાતાપ કરો મન, વચન અને કાયાથી ક્ષમાપના સર્વ જીવોની સાથે કરો હું પણ મિથ્યોપદેશ સંબંધી પુનઃ પુનઃ પશ્ચાતાપ કરી સત્યોપદેશમાં પ્રવૃત્તિ કરૂં છું.

હે મિત્રો ! તમો જો મુક્તિસુખને ઇચ્છતા હોતો એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય જીવોની દયા કરો, સર્વ જીવોનું પુત્રવત્ રક્ષણ કરો કોઇપણ જીવની આંતરડીને દુઃખવશો નહિ સ્વાર્થની ધૂનમાં અંધ બનીને જીવોને કચરી નાખશો નહિ તુલસીકવિ કહે છે કે.

दयाधर्मको मूल है, पाप मूल अभिमान,
तुलसी दया न छांडीए, जबलग घटमें प्राण ॥ १ ॥
तुलसी हाय गरीबकी, कबू न खाली जाय,
मुवा ढोरके चामसे, लोहा भस्म हो जाय.

આ કહેવતને પુનઃ પુનઃ સ્મરીને ભૂલ્યા ત્યાંથી ફરી ગણીને તમારાં મનમાં દયાના વિચારોને ઠસાવી વચન કાયથી કોઇ જીવને દુઃખ થાય નહિ એવી પ્રવૃત્તિ કરશો તો અંતે નિવૃત્તિ મળશે

દયા સર્વ ધર્મનું મૂળ છે જ્યાં દયા નથી ત્યાં ધર્મ નથી જે ભવ્ય મનુષ્યોના હૃદયમાં દયા હોય તે અન્ય ઉપર ક્રોધ કરે નહિ તેમજ અન્ય જનની નિન્દા પણ કરે નહિ દયાની પરિપૂર્ણતા પ્રાપ્ત થવાથી આત્મા પરમાત્મ પદને પ્રાપ્ત કરે છે, કોઇ પણ મનુષ્યને ગાળ દેવાથી તેનું હૃદય બહુ દુઃખાય છે તેથી તે જીવના આત્માને દુઃખવવો તે પણ એક જાતની હિંસા ગણી દયાવંત પુરૂષો કોઇને ગાળ દેતા નથી, અન્યપુરૂષની નિન્દા કરવાથી પણ દ્વેષ ક્લેશની લાગણીઓ પ્રગટે છે, અને તેથી એક જાતની હિંસા થાય છે માટે ઉત્તમ દયાવંત પુરૂષો કોઇ પણ જીવની નિન્દા કરતા નથી.

દુનિયાની ઉન્નતિ રજોગુણ અને તમોગુણથી થતી

નથી માટે રજોગુણ અને તમોગુણથી દૂર રહી સાત્વિકગુણથી આત્મોન્નતિ કરવામા કોઈ જીવની લાગણી દુખવવાનો પ્રસગ આવતો નથી રજોગુણ અને તમોગુણથી પોતાના આત્માની હિસા થાય છે અને અન્યાત્માઓની પણ હિસા થાય છે.

હિસા કરવાનો પણ વિચાર અશુભ હોવાથી પોતાના આત્માની અવનતિ કરે છે અશુભ વિચારથી પાપ થાય છે, અને શુભવિચારથી પુણ્ય થાય છે, માટે પ્રેમીઆત્માઓ અશુભ વિચારથી દૂર રહો, ઉન્નતિ ખરેખર તમારા વિચારમા સમાઇ છે

સ્વાર્થ અને સ્વચ્છદી ખરાબ વિચાર કરવાથી પોતાનો આત્મા દુઃખની સ્થિતિમાં આવી પડે છે તેથી પોતાના આત્માની દયા થઇ શકતી નથી તેમજ અન્ય સબધી ખરાબ વિચાર કરવાથી પણ આત્મા દયાધર્મનુ સેવન કરી શકતો નથી

હે જીવ મિત્રો! તમો જાપ જપો, આખા ભીચી ધ્યાન કરો, પ્રભુદર્શનપૂજન કરો પણ તમોએ જ્યાં સુધી સર્વ જીવોની સાથે મૈત્રીભાવ ધારણ કર્યો નથી ત્યા સુધી પૂર્વોક્ત અનુષ્ઠાન યથાયોગ્ય સફલ થઈ શકતા નથી માટે તપજપ કરતા પણ મૈત્રીભાવની ખાસ આવશ્યકતા છે

હે મિત્રજીવો! તમારો આત્મા જે જે કારણોથી દુખ પામે છે, તેવીજ પરનો આત્મા પણ તે તે કારણોથી દુખ પામે છે માટે પરના પ્રાણને દુખવવાને સકલ્પ તથા વર્તન સ્વપ્નમા પણ થાય નહિ તેવુ મૈત્રીભાવવાળુ સદ્વર્તન સેવત કરશો, કર્મસયોગે અનાદિકાળથી પરિભ્રમણ કરતા એવા લેખકના દેહ સ્થિત આત્માએ જીવોને દુખ થાય એવુ કાર્ય કર્યુ હોય તેને પુન પુન ક્ષમાવે છે

હે જીવમિત્રો! તમો સમજશો કે નાના અને મોટા શરીરોમા સકોચ વિકાશ સ્વભાવવાળો અસખ્યપ્રદેશી

આત્મા એક સરખો વ્યાપીને રહ્યો છે તે આત્મા ભૂત, જીવ એવા નામથી ઓળખાય છે, તે આત્મા આનંદમા રાખવો એજ સત્ય આતરદયાની પ્રવૃત્તિ સમજશો પણ તેમા વિશેષ-કહેવાનુ છે કે વૈષયિક બાહ્યાનન્દથી ભિન્ન સત્ય આત્માનદજ આદરવા યોગ્ય છે. માટે બાહ્ય વિષયના આનંદમા ખુશ ન થતા અન્તરના આનંદને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરશો આન્તરિક આનંદ પ્રાપ્તિનુ કારણ મત્રીભાવના દ્વારા આત્મધ્યાન જ છે

હે મિત્રો ! તમારા પશુઓ, તમારો નોકરો અને તમારો પાળેલા પખીઓનો આત્મા એક સરખો છે વસ્તુગત્યા આત્માઓની શુદ્ધ સ્વરૂપપ્રતિ દૃષ્ટિ દેઇએ તો પ્રત્યેક આત્માઓ એક સમાન છે કોઈ આત્મા ઉચ્ચ કે નીચ નથી ઉચ્ચ અને નીચપણુ કર્મજનીત સમજી કોઈને નીચ દુર્જન આદિ શબ્દો કહી દુખવશો નહિ, કર્મયોગે ઉચ્ચ અને નીચપણું પ્રત્યેક જીવને પ્રાપ્ત થાય છે. માટે પુન પુન હૃદયમા વિવેકદૃષ્ટિથી વિચારી સર્વ જીવોપર સમાન બુદ્ધિથી દેખી સર્વનુ ભલુ કરવાની બુદ્ધિ ધારી મત્રીભાવનાની પુષ્ટિથી આત્માનંદ સાધશો

ચોર, મૂર્ખ, લુચ્ચા, પાખંડી, ખઈમાર, પાપી, દુષ્ટ, દુર્જન, નિર્દય, કપટી, હરામી, વિગેરે શબ્દોથી તમો અન્ય જીવોની લાગણી-કદી દુખવશો નહિ તમો એવા ખરાબ શબ્દ બોલીને બીજાનુ ભલુ કરી શકનાર નથી. તેમજ એવા ખરાબ શબ્દોથી ઉલટા લોકો બોલનાર ઉપર શ્રુ દ્વેષ અને ક્રોધની લાગણીથી નથી જોતા ! હા અલબત જુવે છે જ્યારે એમ છે ત્યારે તમો ભૂલ્યા ત્યાથી ફરી ગણીને મિષ્ટ શબ્દોથી મનુષ્યપ્રતિ વર્તન ચલાવશો તો મત્રીભાવનાની પુષ્ટિ થશે

અસખ્ય રાજા, ચક્રવર્તિ, શેઠ, વિગેરે થઈ ગયા, અને થશે, કોઇ જગતમા અમર રહેનાર નથી, વૃથા શોક

અને મમત્વભાવથી તમારા આત્માને દુર્ગતિ કૂપમા નાખ્યો છે, મિત્રજીવો, તમારી મૂળસ્થિતિ જે બાહ્યમા દેખાય છે તે નથી તમો આત્માઓ છો; તમારૂ સ્વરૂપ, ઓળખો, તમારા સ્વરૂપને ઓળખતા સર્વ જીવોના નજીક સબધમા તમો આવશો, જાણીને આચારમા મૂકવાથી ઉન્નતિ તમો કરી શકશો

હે, ભવ્ય આત્માઓ! તમો અનેક પ્રકારના જુદા જુદા દેહમા રહી ગતિયોગ્ય પ્રાણોને ધારણ કરો છો, ભૂતકાલમા તમારા પ્રાણને દુભવ્યા હોય, વર્તમાનમા દુભવતો હોઉતો તેની ક્ષમા ઈચ્છુછુ ભવિષ્યકાળમાં કોઈપણ જીવને અશાતા ઉત્પન્ન કરવાનો મારો પરિણામ નથી

હે જગતના જીવો! તમો મારી તરફ ગમેતે ભાવથી જુઓ, મારેતો શુદ્ધ વિચારદ્વારા આત્મોન્નતિમા વતી તમારા સબધી એકપણ ખરાબ વિચાર કરવાનો નથી અને સ્વરભાવમા આત્માનો પ્રકાશ એજ ઉત્તમ ફળ ગણુછુ

જગતમા કર્મ યોગે વસનારા જીવો ઉપકારક્ષમા અને અપકારક્ષમાના કરતા ધર્મક્ષમા ઉત્તમ જાણશો ક્ષમાના ભેદોનુ સ્વરૂપ સદ્ગુરૂગમદ્વારા સમજી આત્મકલ્યાણમા પ્રવૃત્ત થશો, ખરેખર આત્મોન્નતિનો સરળ ઉપાય ધર્મક્ષમા છે

જગતના જીવો તમે સર્વ મારા મિત્રો છો, તમારૂ હિત ચિતવવુ તે મૈત્રીભાવના તેમારા પ્રતિ નિષ્કામભક્તિથી ગણુછુ.

પરસ્પરોપગ્રહો જીવાનામ્ જીવોને પરસ્પર ઉપકાર છે. જગત્જીવોને પણ આ આત્મા ઉપર ઉપકાર થયો. થાય છે, અને થશે માટે મારે પણ સર્વજીવ પ્રતિ ઉચ્ચ ભાવના રાખવી એવો મૈત્રી ધર્મ છે તમારા પ્રતિ રાખેલી ઉચ્ચ ભાવનાનુ ફળ મને થાય છે અને તેથી હુ ઉચ્ચ કોટી ઉપર આવુ છુ રાગ અને દ્વેષરૂપ નીચ ભાવનાથી ભવ્ય

જીવો નીચ કોટીમા પ્રવેશ કરે છે માટે સત્તાથી મિદ્ધ સ માન વ્હાલા જીવો તમો નીચભાવનાથી નીચ-કોટીમા છો માટે મિત્રની હિત શિક્ષા હૃદયમા ધારણ કરી રાગદ્વેષના વિચારોને મનમાથી દૂર કરો પરસ્પર એક બીજાની સાથે ભાતૃભાવથી વર્તો, ભાતૃભાવને ધાર્યાવિના તમારા હૃદયમા સમતા ઉત્પન્ન થવાની નથી સર્વ જીવોને પોતાના સમાન ધર્મવાળા જાણી વૈરઝેરના અશુભ બંધનોનો નાશ કરો, કોઇ કોઇનો શત્રુ નથી કર્મયોગે સુખ દુઃખ થાય, છે કોઇ તમારૂ બગાડવા સમર્થ નથી જો પુણ્યનો ઉદય હશે તો તમારો કોઈ વાકો વાળ કરવા સમર્થ નથી શુભાશુભ કર્મના યોગે બીજા જીવો તો સુખ દુઃખમા નિમિત્ત માત્ર થાય છે માટે કોઇને શત્રુ ધારશો નહી કોઇ જીવ તમારૂ ભૂડુ કરે છે તેમા તેનો વાક નથી પણ તેના આત્માને પીડનારી કુમતિનો વાક છે, જેમ કોઇ મનુષ્યને ભૂત આવ્યુ અને તે નાચવા કૂદવા લાગે ગાળો ભાડે, કોઇનું વાસણ ભાગી નાખે તેમા પેલા ભૂતનો વાક છે, તેમ મનુષ્યને રાગદ્વેષ થાય છે તેમાં મોહરૂપ ભૂતના રાગદ્વેષ પુત્રોનો વાક છે, પણ મનુષ્યના આત્માનો વાક નથી માટે ભવ્યાત્માઓ વિચાર કરો તમો કોના ઉપર ક્રોધ કરોછો, આત્મા ઉપરતો ક્રોધ કરવો યોગ્ય નથી કારણકે તેનોતો શુદ્ધ સ્વભાવ છે, રાગદ્વેષના ઉપર ક્રોધ કરશોતો તેવા રાગદ્વેષતો ક્રોધ કરે છે તેમાજ ભર્યા છે, માટે પોતાને લાગેલા રાગદ્વેષને દૂર કરશો તો સર્વ જગત મિત્ર સમાન ભાસશે, વળી કહ્યુ છેકે,

देखे सो चेतन नाहि, चेतन नहि देखाय,

रोस तोष किसह्य करे, आपहि आप बुजाय ॥ १ ॥

૧ હે આત્મા તુ કોના ઉપર ક્રોધ કરે છે જેને તુ દેખે છે તેતો ચેતન નથી અને ચેતનતો દેખાતો નથી માટે પોતે સમજી લે, રાગદ્વેષથી નિર્મલ આત્માઓને પણ પ્રાણી અનિર્મલ ધારે છે માટે રાગદ્વેષનો હે ભવ્યમિત્રો ત્યાગ કરો દૃષ્ટિદોષે દોષ દેખાય છે.

બીજા મનુષ્યો સિદ્ધ સમાન નિર્મલ છે એમ સંગ્રહ નયની દૃષ્ટિથી વિચાર કરો બીજાના ગુણ અને દોષ જોવા-ના કરતા હે ભવ્યજીવો પોતાના આત્માના અસંખ્ય પ્રદેશમા દૃષ્ટિ સ્થાપી ઉત્પાદ વ્યય ધ્રુવતાનુ ધ્યાન કરો, તમારી ઉન્નતિ તમારાથી થશે, આત્મશ્રદ્ધા આત્મબળ, આત્મભક્તિ આત્મધ્યાનથીજ તમો પરમાત્મપદને સહજમા પ્રાપ્ત કરશો

હે ભવ્ય જીવો ! વ્હાલાઓ ! જરા સમજો—તમો સુખને માટે રાત્રી અને દીવસ ગદ્ધા વૈતરૂં કર્યા કરોછો, તન મન અને વાણીથી અનેક જાતના ઉદ્યમો કરોછો, સુખને માટે સમુદ્રમા શીર સાટે રહોછો સુખને માટે ખાણોમા ઉતરોછો સુખને માટે બીજાની ગુલામગીરી કરોછો સુખને માટે જ્યાં ત્યા ભટકયા કરોછો સુખને માટે નદીમાં રહોછો સુખને માટે બીજાના મસ્તક કાપી દયાને દેશવટો આપોછો, સુખને માટે વ્યભિચાર કર્મ કરોછો સુખને માટે અનેક પ્રકારના વિકલ્પ સંકલ્પ કર્યા કરોછો સુખને માટે રાજાની ગુલામગીરી કરોછો સુખને માટે ટાઢમા કામ કરોછો સુખને માટે સ્રીના પગે પડોછો સુખને માટે તમે તેના વખાણ કરોછો સુખને માટે વિશ્વાસઘાત, ચોરી વિગેરે અપકૃત્યો કરોછો સુખને માટે શરીરને તોડી નાખોછો ઘડી નિરાંતથી થાક પણ લેતા નથી જરા નિરાંતથી ખાતાપણ નથી પણ તમે જરા મનમા વિચાર કર્યો છે, સુખ કયા રહે છે, જડમા રહે છે કે ચેતનમા ? જો જડમા સુખ નથી રહેતુ, તો જડવસ્તુઓને પ્યારી ગણી તેમાથી સુખ લેવા આટલા બધા ધમપછાડા કેમ મારો છો, જરા વિચાર કરો અંતરમા શોધો સુખતો આત્મામા રહ્યુ છે અને આત્મા શરીરમા તલમા તેલની પેઠે વ્યાપી રહ્યો છે, માટે ભ્રાંતિનો ત્યાગ કરી આત્મામા સુખ શોધો આત્મામા સુખ છે એમ શ્રદ્ધા રાખીને તમો જડમા ઇષ્ટપણાની બુદ્ધિ છે તેનો ત્યાગ કરો, આત્માનુ ધન આત્મામા છે, અંતરમા શોધો "પરમ નિધાન પ્રગટ મુખ આગલે

ઓલઘી જાય" આ 'કહેવર્તનો પરમાર્થ સમજી અંતર્મુખ દૃષ્ટિ કરીને સત્યવૃદ્ધિ શોધો અનંતશક્તિનો સ્વામી સત્તા એ રહેલો પરમાત્મા પોતાનુ સ્વરૂપ પ્રગટ કરશે અને એ વભૂતનયની અપેક્ષાએ શુદ્ધ બુદ્ધ થશે અનંતજીવો આ પ્રમાણે અંતર્મુખ દૃષ્ટિવાળી સિદ્ધ થયા થાય છે અને થશે

હે ભવ્યાત્માઓ—અંતર્મુખ દ્રષ્ટિવાળી તમો પોતાના શુદ્ધ સ્વરૂપમા રમશો તો ગાઢનિદ્રાની પેઠે આ દેખાતી જંજાળ તેમજ દેહાધ્યાસ પણ ભુલાશે

ભવ્ય જીવ મિત્રો—તમો કોઇપણ જીવ ઉપર ઉપકાર કરોતો સામો તે જીવ મારા પ્રતિ નમ્ર રહે, વા મારા ઉપકાર તળે દટાય, વા મારૂં તે સારૂં કરે એવી સકામ વૃત્તિથી નહિ કરતાં નિષ્કામવૃત્તિથી અન્યજીવોનુ ભલુ કરતાં પરમાત્મકળા પ્રગટ કરશો, ધારોકે મારૂં ભલુ કરશે એવી બુદ્ધિથી કોઇને તમે લક્ષ્મી ખર્ચી ભણાવ્યો પશ્ચાત્ તમારા અને એના વિચારમા મતભેદ પડયો તમારૂં કહેલુ વચન તેણે સ્વીકાર્યું નહિ ત્યારે તમે તેના ઉપર ગુસ્સે થાઓછો અને બબડોછો કે લોગ લા યાકે મે એને ભણાવ્યો નકામો મારી લક્ષ્મીનો વ્યય થયો એમ વિકલ્પ સંકલ્પ કરી પશ્ચાતાપ કરોછો અને ઉપકારનુ ફળ હારી જાઓછો, માટે સામો ઉપકાર લેવાની બુદ્ધિ આદિ સકામવૃત્તિ નહિ રાખતા નિષ્કામવૃત્તિથી કોઇને ધન ખર્ચી ભણાવશો અને તે કદાપિ તમારા કોઇ વખતે સામો થાય તો પણ તમારા મનમા કાંઇ પણ આવશે નહીં, અને તે પ્રસંગે વિચાર કરશો કે મે તો મારૂં કાર્ય બજાવ્યું, એ જીવના ખરાબ વિચાર થાય, વા મારા સામો થાય તેમાં તેની ભૂલ છે એ પણ ભુલ કોઇના સહેવાસથી વા આત્મજ્ઞાનથી તેની છૂટશે, અને એ જીવ ઉચ્ચ કોટી ઉપર આવશે, એમ વિચાર કરવાથી ઉપકારી જીવ નિષ્કામવૃત્તિથી અંતર્મુખ દૃષ્ટીવાળી અનંત શક્તિયોનો પ્રકાશ કરવા સમર્થ થાય છે, જલપંકજવત્ અંતરથી ન્યારા રહી સંસારના

કાર્ય કરતા છતા પણ પ્રતિદિન ઉચ્ચકોટી ઉપર ચઢશો અને પરમાત્માની સંપૂર્ણ કળાને પ્રગટ કરશો, આ કુંચી તમારા હાથમા છે, વિચારથી આચારમા ક્ષણે ક્ષણે પ્રવૃત્તિ કરો.

હે ભવ્યમિત્રો ! આત્મસુખની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરો, બાહ્યભાવમા માકડાની પેઠે કુદતી એવી મનોવૃત્તિને કબજે કરો આત્મજ્ઞાનથી સ્વાત્મ સામર્થ્યના વેગથી ક્ષણે ક્ષણે મનોવૃત્તિનો સંયમ કરો, અંતર્મુખ દૃષ્ટિ વાળતા મનોવૃત્તિનો અંતે લય થશે મન શાંત થતા આત્મ જ્યોતિ નો પ્રકાશ થશે

હે ભવ્યજીવો તમો જરા વિચારશો તો માલુમ પડશે કે, આત્મા અનાદિકાળથી રાગદ્વેષના યોગે સંસારચક્રમા ભમ્યા કરે છે, હવે મનુષ્યભવમા રાગદ્વેષના વેગને જો ટાળવામા નહિ આવે તો સંસારમા પરિભ્રમણ ટળનાર નથી, માટે ખરેખર ચેતવાનો સમય છે, **જીવડા ચેતીલે ચટપટમા, ખુચ્યો શું ખટપટમાં** આ વૈરાગ્ય વાક્યનું સ્મરણ કરી ક્ષણે ક્ષણે આત્મપ્રભુનું નવધાભક્તિથી સેવન કરો, નવધાભક્તિથી ખુશી થએલ આત્મા અનંત શક્તિયોનો પ્રકાશ કરશે, અને તે પરમાત્મા કહેવાશે, પોતાના સામર્થ્યથી આત્મધર્મમા ઉદ્યમ કરો, ખરેખર અનંત સુખના ભોક્તા થશો દરેક જીવોને દેખી ભ્રાતૃભાવનો સંબંધ રાખો, જીવો પોતાના બંધુ છે એવી ભાવના થતા વેરઝેરની મલીનતા હૃદયમાથી નીકળી જશે, સર્વ જીવો પોતાના બંધુ છે ત્યારે હું કોને મારૂં, અલબત કોઇને નહી, શુદ્ધ પરમ ભાવદયામા પ્રવેશ કરવાને ભ્રાતૃભાવની દૃષ્ટિથી સર્વ જીવોને નિહાળો, ક્ષણે ક્ષણે હરતા ફરતા, ખાતાપીતા, સુતા-બેઠતા, કાર્યકરતા પણ સર્વ જીવો મારા આત્મસમાન છે, માટે તે મારા ચૈતન્ય શક્તિથી સમાન

હે જીવમિત્રો તમે જગતને જેવી દૃષ્ટિથી દેખશો તેવું તે દેખાશે, શોકવાળા પુરૂષને શોક વૃત્તિથી જગત શોકમય ભાસે છે, વિરહીણી સ્ત્રીને વિરહવૃત્તિથી જગત વિરહમય લાગે છે, ક્ષણિક વૃત્તિની ભાવનાથી જગત ક્ષણિક લાગે છે, જેવી વૃત્તિ તેવુ જગત ભાસે છે જેવી દૃષ્ટિ તેવુ જગત દેખાય છે, ધતુરો પીનારને જગત પીળુ ભાસે છે, નિર્મળ આખવાળાને જેવું જગત હોય છે તેવુ ભાસે છે, લાલ, ઉદા, પીળા, આદિ ઉપાધિવાળા ચશ્માથી દેખતા પદાર્થનો ભાસ પણ ઉપાધિમિશ્રિત થાય છે, તેમ રાગ અને દ્વેષાદિ ઉપાધિથી દેખનારને જીવો પણ ઉપાધિમિશ્રિત દેખાય છે માટે સમતાભાવ ધારણ કરી શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિથી સવ પદાર્થોનુ સ્વરૂપ જોશો તો જેવા પદાર્થ હશે તેવા દેખાશે, તેમ જગતજીવો પણ સર્વ નિર્મલ દેખાશે, અને તેથી રાગદ્વેષની ઉપાધિનો નાશ થશે, અને અંતે કેવલજ્ઞાન અને કેવલ દર્શનને પ્રાપ્ત કરી સચ્ચિદાનંદ સુખના ભોક્તા બનશો અને સાદિઅનંતમે ભાગે મોક્ષ સ્થાનમાં વાસ કરશો.

હે ભવ્યો—સમજશો કે, આત્મા તેજ પરમાત્મારૂપ છે પોતાના શુદ્ધ સ્વરૂપનુ ધ્યાન કરતા સર્વ કર્મ બળીને ભસ્મીભૂત થતા પરમ મહોદય સ્વરૂપી આત્મા થાય છે કહ્યુ છે કે—

अय मात्मैव चिद्रूपः शरीरी कर्मयोगतः
ध्यानाग्नि दग्ध कर्मातु शुद्धात्मा स्यान्निरजन ॥ १ ॥

તે કર્મના યોગે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ શરીરને ધારણ કરે છે ધ્યાનરૂપ અગ્નિથી જ્યારે અષ્ટકર્મને વિખેરી નાખે છે, ત્યારે તે નિરજન પરમાત્મા કહેવાય છે

તેમ સર્વજીવો સત્તાએ પરમાત્માઓ છે તેથી કર્મ રજ દૂર થતા પોતે પરમાત્મસ્વરૂપે પ્રકાશો [illegible]

શક્તિનો પ્રકાશ જેમ જેમ તમે આત્માભ્યાસ વધારો છો તેમ તેમ વૃદ્ધિ પામે છે

હે ભવ્યાત્માઓ તમો ત્રણભુવનમાં સુખને માટે પરિભ્રમણ કરશો તોપણ તેમને સુખ મળનાર નથી તેમાંગ આત્મામાંજ સુખ છે, ત્યાં શોધો, તમારા અન્તરમાં ચિદાનંદ આત્મદર્શન અને મહાવીરના સદ્ગુણો ભર્યા છે. સદ્ગુણો ખીલવ્યા ખીલે છે જ્ઞાન, દર્શન, ચારિત્ર વીર્યાદિ અનંત ગુણનો ભંડાર આત્મા છે આત્મજ્ઞાન થતા ભ્રાંતિ ટળશે અને તમારી ઋદ્ધિ તેમને મળશે

હે પ્યારા, ચૈતન્ય શક્તિના અધિષ્ઠાતાઓ, તમો સર્વત્ર શુદ્ધ ભાવનાથી દેખ્યા કરો, તમારી શુદ્ધ ભાવના અલ્પ સમયમા તમને પરમાત્મ દર્શન કરાવશે, પોતે મૂળ સ્વભાવે આત્મા શુદ્ધ છે તેવો પ્રગટપણે થાય એમાં શું આશ્ચર્ય છે? આશ્ચર્ય તો એ છે કે, પોતે ચેતન છતાં જડ વસ્તુનો સંગી થઇ પોતાનું ભાન ભૂલ્યો, પોતાના સ્વરૂપનું જ્ઞાન થતા જડ વસ્તુથી આત્મા ભિન્ન થાય તેમા પણ કંઇ આશ્ચર્ય નથી. અનંત જીવો જડકર્મને દૂર કરી શુદ્ધ ચેતનરૂપી થયા છે અને તેમ આપણે પણ થઇ શકીએ

શુદ્ધ ભાવના અને અશુદ્ધ ભાવના એ બે ભાવનામાંથી ગમે તે પ્રકારની ભાવના તમે ભાવી શકો, વિષ અને અમૃત બે પાસે છે એમાંથી ગમે તે તમે પી શકો તમારૂ આત્મબળ જે જે અંશે ઉત્પન્ન થયું છે તેને તમે ધારો તે સારી અને ખોટી ભાવનામાં વાપરી શકો, ઇન્દ્ર અને ચક્રવર્તિની બાહ્ય પદાર્થના કરતા તમારી પાસે અનંત ગણી ઋદ્ધિ છે તે ઋદ્ધિને જો તમો પ્રગટ કરવા ધૈર્યથી પ્રયત્ન કરો તો અંતે સંપૂર્ણ ઋદ્ધિના ભોક્તા બની શકો, સુખ આત્મામા રહ્યું છે છતાં અજ્ઞાનથી તમે દેખી શકતા નથી તેમાં તમારી ભૂલ છે શામાટે સદ્ગુણોને શોધી કાઢતા નથી શા માટે તે માટે

પ્રયત્ન કરતા નથી તમારા અ તઃકરણના પ્રયત્નવિના તીર્થ-કર ભગવાન્ પણ તારી શકે નહી તમે પ્રયત્ન કરશો તો તે પ્રયત્ન તમને ઉચ્ચ કોટી ઉપર મૂકશે, આપ સમાન બળ નહી અને મેઘ સમાન જળ નહી પોતાના સામર્થ્યને એક નાનુ બાળક-એકડો ઘુટતા ઘુટતા એટલુ બધુ વધારે છે તે એક મોટા પ્રોફેસર થઈ શકે છે સારી અગર ખોટી ગમે તે વસ્તુને પ્રાપ્ત કરવા તમે ધારો તો તેને પ્રાપ્ત કરી શકો છો મ ત્ર ગણીને દેવતાને પ્રત્યક્ષ કરી શકો, કોઇ લબ્ધિના યોગે મારી શકો, ત્યારે હવે તમે વિચાર કરશો તો માલુમ પડશે કે, શુદ્ધ અગર અશુદ્ધ બેમાથી ગમે તે પ્રકારનુ સામર્થ્ય વધારવુ હોય તો તમે વધારી શકો, શા માટે ત્યારે હવે શુદ્ધ સામર્થ્ય વધારતા નથી

જે પોતાના આત્માને નીચ ગણશો. હુ ક્રોધી છુ કપટી છુ વ્યભિચારી છુ મહા દોષી છુ પાખડી છુ નિર્ધન છુ મોહી છુ દ્વેષી છુ ઇત્યાદિ અશુદ્ધ પર્યાયમય પોતાના આત્માને ભાવશો તો તમારો આત્મા તમને તેવો ભાસશે વસ્તુત જે વિચારશો તો માલુમ પડશે કે, ક્રોધ એ મારો ધર્મ નથી ત્યારે ક્રોધને મારો કેમ ગણુ ? ક્રોધથી હુ ભિન્ન છુ કપટથી ભિન્ન છુ વ્યભિચારથી ભિન્ન છુ દોષ થકી રહીત છુ મારા શુદ્ધ સ્વરૂપમા પાખડ છેજ નહી તો કેમ આત્માને પાખડી કહુ અશુદ્ધ ધર્મનો આરોપ કરી ખરાબ ભાવનાથી મારા આત્માને કેમ નીચ ગણુ ? નીચ ભાવનાથી આત્મા નીચ થાય છે, અને ઉચ્ચભાવનાથી આત્મા ઉચ્ચ થાય છે માટે એમ ભાવના કરવી કે હુ કદી પાખડી છુજ નહી તેમજ કદી નિર્ધ ન ની ભાવના કરવી નહી, જ્ઞાનાદિ અનત ધનનો સ્વામી આત્મા છે તેનેકેમ નિર્ધન ગણાય ? પૈસા નથી તેથી નિર્ધન, આત્માને નિર્ધન છે એમ કહેવો તે સત્ય નથી કારણકે સોનુ રૂપુ વિગેરે પુદ્ગલ ધનથીતો આત્મા ત્રણ કાલમા ધનવાન્

છેજ નહી ,જડ વસ્તુને ધનકેમ કહેવાય, વ્યવહારમા જગતના લોકો ભ્રાતિથી ગમેતેમ કહો, પણ જ્ઞાનીજીવ તો જ્ઞાન દર્શન ચારિત્ર, વીર્યાદિગુણને જ ધર્મ કહે છે; માટે આત્મિકધનતો સદાકાળ અંતરમા છે માટે હુ અનતધનનો અધિપતિછુ. એમ ઉચ્ચભાવના ભાવવી કે જેથી પોતાનુ ધન પ્રગટ થાય, મોહી અને દ્વેષીપણુ આત્મા નથી શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિથી જોતા આત્મા મોહ અને દ્વેષથી પણ ભિન્ન છે માટે મોહી અને દ્વેષીની નીચભાવના કદીકરવી નહી, મોહ અને દ્વેષથી રહીત છુ, વસ્તુત સવજીવો મોહ અને દ્વેષથી રહીત છે માટે અન્યજીવો પ્રતિ પણ ઉચ્ચ ભાવના ભાવવાથી પરમાત્મસ્વરૂપને તમે પ્રાપ્ત કરશો પરમાત્મસ્વરૂપી થવાને માટે આવી ઉચ્ચભાવનાની કુચીનો ક્ષણે ક્ષણે ઉપયોગ કરશોતો થોડાદિવસમા અલ્પમાસમા તમારૂ જીવન ઘણુ સુખમય લાગશે અને આત્માએ ઉચ્ચકોટી પ્રાપ્તકરી છે, અને તે આગળ ચઢતો જાય છે, એવો તમને અનુભવ થશે

હે ભવ્યાત્માઓ, તમો આત્મશ્રદ્ધામા દઢરહો, જેમ જેમ આત્મશ્રદ્ધા દઢ તેમ તેમ વૈરાગ્યનુ જોર વધશે, આત્મશ્રદ્ધા તમને ઉચ્ચકોટી ઉપર મૂકશે, આત્મશ્રદ્ધાથી સત્ય વિવેક પ્રગટથશે, આત્મશ્રદ્ધાવિના એક અ શમાત્ર પણ ધર્મ ફૂલને ખરા અ ત કરણથી તમો નહિ કરી શકો, જ્યારે આત્મશ્રદ્ધા પ્રગટ થશે ત્યારે આત્મપ્રેમ જાગૃત થશે આત્મ પ્રેમથી સર્વજીવોની સાથે મૈત્રીભાવના દૃઢ થશે,

સર્વદુનિયાની વસ્તુનો એકઠેકાણે રહીને પ્રકાશકરનાર આત્મા છે, સૂર્યનો પ્રકાશ નિયમિત ક્ષેત્રમા પડે છે, તેમ ચંદ્રનો પ્રકાશ નિયમિત ક્ષેત્રમા છે, સૂર્ય અને ચ દ્રના પ્રકાશથી અરૂપી વસ્તુ જણાતી નથી, પણ આત્માના જ્ઞાન પ્રકાશથી તો અરૂપી પદાર્થ જણાય છે, સૂર્ય અને ચ દ્રના પ્રકાશથી આત્માને દેખી શકાતો નથી અને આત્માના જ્ઞાન અને દર્શનના પ્રકાશથી તો સૂર્ય ચદ્ર વિગેરે લોકાલોકને

જાણી દેખી શકાય છે, ક્રોડ સૂર્ય ઉગે તો પણ આત્માને, પ્રકાશી શકતા નથી, અને આત્માના અંશ માત્ર જ્ઞાનથી સૂર્ય ચન્દ્ર જાણી શકાય છે, આત્માની જ્ઞાનજ્યોતિ ભિન્ન અદ્ભુત છે, કહ્યું છે કે

चन्द्रभानु कोटी उगे, करे प्रकाश अपारजी,
तेहथी पण आत्म ज्योति, जुदी अनंती धार,
जीवडा झगमगेछे ज्योति तारी असंख्य प्रदेशे करी ॥२॥
तेजनु पण तेज एछे, एहमा सर्व समायजी,
लडालडी नहि एहमा कइ, ज्ञानिथी परखाय,
जीवडा झगमगेछे ज्योति तारी असंख्य प्रदेशे करी ॥३॥

અનંતવસ્તુનો પ્રકાશ કરનાર, બાદશાહનો બાદશાહ, રાજાઓનો રાજા, ત્રણભુવનનો ઉપરી, અજ, અમર, અવિનાશી, આત્મા તમારા પ્રત્યેકના શરીરમાં ભિન્ન ભિન્ન છે, શરીરમાં કાષ્ટમા અગ્નિની પેઠે સંતાઈ રહ્યો છે, જેના વડે તમો સમજી શકો છો, સારૂ ખોટુ પારખી શકો છો તે આત્માને ઓળખો, શરીરમાજ છે, તેનુ રૂપ જુઓ, શ્રી વીર પરમાત્માએ તેનુ યથાર્થ સ્વરૂપ વર્ણન કર્યું છે, તેમના વચન દ્વારા અંતરમા શોધો, જે જ્ઞાનવડે તમે આત્માને શોધવા ધારો છે, તે જ્ઞાન પણ આત્માના અસંખ્યાત પ્રદેશો મા રહે છે પોતે જ્ઞાતા છે અને પોતેજ જ્ઞાનમા જ્ઞેયરૂપે ભાસે છે, મનુષ્ય જન્મમા આત્માનુ સ્વરૂપ પ્રાપ્ત કરવાનો સમય છે, આત્મામા ધર્મ છે પણ જડવસ્તુમા ધર્મ નથી ગંગા, ગોદાવરી, કાશી, પ્રયાગ, યમુના વિગેરે ઠેકાણે ભટકવાની શી જરૂર છે, જલ અને માટી તીર્થ નથી આત્મા તેજ તીર્થ છે, અનંત શક્તિના સ્વામી તમે પોતે જ છો, પોતાનાથી ભિન્ન આત્મા નથી, કર્મ આવરણનો પડદો ચીરી નાખી આત્માનુ દર્શન કરો દર્શન કરો, દર્શન કરો

હે ભવ્યો, વિજલી, તાર, વિગેરે કરતા પણ આ

ત્માનુ સામર્થ્ય અનંતગણુ વિશેષ છે, આત્માના સામર્થ્યની તુલના થઇ શકતી નથી, અનંત બળનો ધણી આત્મા છે આત્મવીર્યના બે ભેદ પડે છે, એક ક્ષયોપશમભાવજન્ય આત્મવીર્ય અને બીજુ ક્ષાયિકવીર્ય, તેમા ક્ષયોપશમવીર્ય લેશ્યાનાસંગે પરિણમેલુ તે મતિ ઉપયુક્ત થવાથી અભિસંધિજ વીર્ય કહેવાય છે, તેનો બાહ્યભાવમા પરિણામ થવાથી અનેક કર્મ ગ્રહણ કરેછે, અને તેજ વીર્ય સમકિતભાવે મતિજ્ઞાનદ્વારા શુદ્ધ સ્વભાવમા પરિણમે છે, તો અનંત કર્મ વર્ગણાને ખેરવી ઘાતીકર્મનો નાશકરી પરમાત્મ પદ પ્રગટાવે છે, આત્માના અસંખ્યાત પ્રદેશ છે, એકેકા પ્રદેશે અસંખ્યાત વીર્ય વિભાગ છે, આ અધિકાર કમ્મપયડી ગ્રંથમા યોગસ્થાનક વર્ણનમા કહ્યો છે, ક્ષયોપશમ ભાવીય વીર્ય અસંખ્યાત છે તે યોગ રૂપ હોવાથી તેવડે કર્મ પુદ્ગલનાં સમૂહને આત્મા ખેંચે છે, જેવા પ્રકારની યોગ બળ શક્તિ બાહ્ય ભાવમા ચંચલતા યોગે પરિણમે છે તેવા પ્રકારના કર્મ ગ્રહણ થાય છે અને ક્ષયોપશમીય વીર્ય શક્તિ દ્વારા અંતરમા ધ્યાનથી ઉતરી યોગની ચંચલતાને રૂંધી સ્વિરોપયોગમા દશમાદ્વારે રમે, ત્યા નિશ્ચલતા ધ્યાનથી જેટલા પ્રમાણમા રમણતા કરે તે પ્રમાણે કર્મવર્ગણાઓ ખરતી જાય આત્માના ગુણો તેતે અંશે નિરાવરણ થઇ પ્રકાશ કરે, આનંદઘનના શ્રી સુમતિનાથના સ્તવનમા જ્ઞાનવિમલ સૂરિ દશમાદ્વારે આત્મા સ્થિર કરવાનુ કહે છે એમ ધ્યાન વીર્યશક્તિ યોગે મતિજ્ઞાનના સ્થિર ઉપયોગથી આત્મસ્વરૂપમા સ્થિરતા થવાથી આત્મામા કર્મની વર્ગણાઓ પેશી શકતી નથી, અને પ્રવર્તાતા યોગે આત્મીના સુખનો અનુભવ આવે છે, તેમજ શુક્લધ્યાન દ્વારા ઘાતી કર્મ ખપાવી આત્મા અનંતશક્તિ પ્રાપ્ત કરે છે ક્ષાયિક ભાવીય અનંત વીર્યશક્તિ પુદ્ગલમા પરિણમતી નથી આત્મા કર્મથી દૂર થાયછે સ્વ પરપરિત્યાગની —

સ્થિતિ છે, આવી આત્મશક્તિ આત્મામા ગુપ્ત રહી છે, અરણિકાષ્ટનુ મથન કરતા જેમ અગ્નિ પ્રગટ થાય છે, તેમ આત્મધ્યાન સ્થિરતાથી અનન્ત વીર્ય શક્તિ પ્રગટ થશે અ-તરમા શોધો 'આત્મશ્રદ્ધાથી સ્વસ્વરૂપમા સ્થિર રહો

' હે આત્માઓ! પર પુદ્ગલ દશાના યોગે તમે પરતન્ત્રતાની બેડીમા પડયા છો, અને તેથી સંસારી કહેવાઓ છો, પરપુદ્ગલ રમણતાના યોગે અનન્ત અનન્ત કર્મની વર્ગણાઓ સમયે સમયે ગ્રહણ કરો છો, અને તેથી ચોરાશીલાખ જીવયોનિમા અનન્તિવાર ભટકવુ પડયુ હજી પણ ભવ્યાત્માઓ ચેતો ગયો વખત પાછો આવનાર નથી, આજ કાલ કરતા આયુષ્ય ખુટે છે, પરતન્ત્રતાની બેડીમા રાજા રાણા બાદશાહ ચક્રવર્તિ સુરપતિપણ પરતન્ત્ર છે સ્વતન્ત્ર-નથી, જ્યાસુધી પોતાના આત્માને સ્વામી કર્યોનથી, ત્યાસુધી ચક્રવતિ સુરપતિ પણ અનાથ છે, રાગદ્વેષરૂપ મહામલ્લોએ આત્માને કબજે કર્યોછે એવા ભલે, શેઠ, રાણા, બાદશાહ કહેવાઓ, પણતેઓ પરભાવમા વિશેષમગ્નહોવાથી વિશેષ પરતન્ત્ર છે કેદમાં પડેલા મનુષ્યો જેમ પરતન્ત્ર છે તેમ રાજા પણ પરતન્ત્ર છે 'પચેન્દ્રિયની પરતન્ત્રતા જે ભોગવે છે તે કદી સુખી હોતાનથી, ઇન્દ્રિયોના આધીન જેનુ સુખ છે તે પરતન્ત્ર કહેવાય છે વિકલ્પસંકલ્પવાળા મનના કબજામા જે પડેલા છે તે પણ બહુપરતન્ત્ર છે, ચારગતિમા પરિભ્રમણ કરાવનાર મન છે મૂળતો વાનરના કરતા અતિ ચચળ મન છે અને તેને મોહરૂપ દારૂપાયો, અને તેને સ્વેચ્છારૂપ નિસ્સરણી આપી ત્યારે તે કુદવામા ખામી રાખે નહી એવા મનના વશમા રહેલા શેઠીયાઓ રાત્રીદીવસ હાયવરાળ કરે છે, દોડે છે, ભમે છે, હસે છે, રૂવે છે, ખુશી થાય છે, વળી તેવા ચચળ મનના તાબે રહેનારા રાજાઓ, દોડ દોડા કરી મૂકે છે, અભિમાનના છાકમા યદ્વાતદ્વા બોલે છે પ્રજાઉપર અનેક પ્રકારના જુલમ કરેછે ત્રાસ આપે છે, અને જાણે છે કે અમે સ્વતન્ત્ર

છીએ પણ તે મનના વશપડી પામરજેવી દશા ગાળે

વાત તેઓ ભુલીગયા છે, અનંત શક્તિવાળા આત્માઓ કર્મના યોગે પરતંત્રતાની બેડીમા પડેલા છે, પરતંત્રતાની બેડીમાથી છટકવાના અનેક ઉપાયો ગુરૂમહારાજ બતાવે છે જેજીવો સદ્ગુરૂના વિશ્વાસેથી સદુપાયો સેવે છે, તે કર્મરૂપ બેડીનોનાશ કરી સ્વતંત્ર થાય છે, સ્વતંત્રતા ગઈએક ઠામમા ઠરે છે તેને કોઈ જાતની ઈચ્છા પ્રગટતી નથી એવી અવસ્થામા તે સિદ્ધ કહેવાય છે, તેવી સ્વતંત્ર અવસ્થા મેળવો

આત્મશક્તિ પ્રકાશ કરવાના ઘણાં પુસ્તક વાચીએ છીએ સાભળીએ છીએ ત્યારે મનમા એમ આવે છે કે સર્વ શક્તિયોનો પ્રકાશ થાય તો ઠીક પણ વાચ્યા અને સાભળ્યાબાદ આત્મશક્તિયોનો પ્રકાશ કરવાને કંઇપણ કરવામા આવતુ નથી

આત્મશક્તિયોનો પ્રકાશ કરવા માટે પ્રતિદિન ઉચ્ચ ભાવના રાખવી, અન્તર્મુખતા રાખવી પરમાત્મભક્તિમા લીન થવુ, ઉપાધિનો નાશ કરવો, સમભાવ રાખવો, ઈત્યાદિ ઉપાયોને આચારમા મૂકવામા આવે તો અંતે સર્વ શક્તિયોનો પ્રકાશ થાય છે, સતત ઉદ્યમના બળથી અનેક કાર્યની સિદ્ધિ થાય છે, અનેક મહાત્માઓએ સદુપાયોથી સર્વ શક્તિયો પ્રગટાવી છે, હાલ પણ પ્રગટે છે, અને ભવિષ્યમા પ્રગટશે, આત્મા ધારે તે કરી શકે છે, આત્મપ્રયાસ જેના સન્મુખ થાય છે તેની તે સિદ્ધિ કરે છે, ભાગેલા ટાંટીઆ [illegible]

વખતે અડધો કૂવો ખોદેલો હોય તેને બીજીવાર જ્યાથી કૂવો ખોદવાનો બાકી હોય, ત્યાથી ખોદવાની જરૂર પડે છે, અને એક મનુષ્યને પ્રારભથી કૂવો ખોદવો હોય તો વધારે કાળ લાગે છે, તેમ અત્ર પણ સમજી લેવુ, ઘણા ભવના દઢ સસ્કારવાળા જીવો સર્વ શક્તિયોનો પ્રકાશ થોડા કાળમા કરી શકે છે અને આ ભવમાજ જેણે સદુપાયોનો પ્રયત્ન આદર્યો છે, તેને ઉત્કટ આત્મવીર્યનો વેગ ન હોય તો વધારે વખત લાગે છે, જો ફળની વાર લાગે તો સત્પુરૂષે સમજવુ કે હજી વિશેષ સદુપાયોનો વીર્યવેગથી ઉદ્યમ કરવો જોઇએ, ઉદ્યમી પુરૂષ અ તે કર્મનો પરાજય કરે છે, અને આત્માની અનતઋદ્ધિ પ્રાપ્ત કરે છે, મહાકાળને માટે સુખી થાય છે, સહજાનદપારાવારમા ઝીલે છે

આત્મશક્તિનો મહિમા અપરપાર છે અઠ્ઠાવીશ પ્રકારની લબ્ધિ વા પચાશ પ્રકારની લબ્ધિયો પામવી તે સર્વ શક્તિયો આત્માની છે, એક ઇન્દ્રિયથી પચઇન્દ્રિયોનુ કામ કરવુ તે પણ એક પ્રકારની આત્મશક્તિ છે, શ્રી ગૌતમસ્વામીએ એક પાત્રમા પન્નરસે તાપસોને ક્ષીરાન્ન-ભોજન કરાવ્યુ તે પણ આત્મશક્તિનો મહિમા છે, આ ત્મશક્તિથી શુ શું થઈ શકતુ નથી, અલબત સર્વ થઈ શકે છે એક યોગી મહાત્મા દુરાશીષથી હજારો મનુષ્યનો નાશ કરે છે અને તેજ યોગીમહાત્મા સારી આશીષથી હજારો મનુષ્યનુ ભલુ કરી શકે છે, આત્મશક્તિયોના અનેક પ્રકારના ભેદ છે, જડપદાર્થોમા એવી કોઈ શક્તિ છે નહિ કે જે આત્મશક્તિની તુલના કરી શકે, આત્મશક્તિ આગળે દેવતા પાણી ભરે છે, શ્રી સનત્કુમાર-ચક્રવર્તિ રૂષિરાજને તપશ્ચર્યા કરતા ઘણી આત્મશક્તિયો ઉત્પન્ન થઈ હતી દેવતા રોગ મટાડવા આવ્યા પણ તેની જરામાત્ર સ્પૃહા રાખી નથી, આત્મિકશક્તિનુ જેટલુ વર્ણન કરીએ તેટલુ ઓછુ છે, અરિહત, સિદ્ધ, આચાર્ય

ઉપાધ્યાય અને સાધુ એ પંચ પરમેષ્ઠી પણ આત્મશક્તિયોના પ્રતાપથી પૂજાય છે, દેવતાઓ વૈક્રિયલબ્ધિના પ્રતાપથી ક્ષણમા અનેક પ્રકારના શરીરો કરે છે, આત્મશક્તિયોની સર્વ પૂર્ણતા સિદ્ધભગવાનોને હોય છે, પેટીમા અનેક પ્રકારના રત્ન ભર્યાં હોય અને તાળું માર્યું હોય, પેટી ઉપર એમ લખ્યુ કે-આ પેટીમાં અમુલ્ય રત્નો ભર્યાં છે. એમ સર્વે વાચી આનદ પામ્યા સર્વ જીવો વિચાર કરે છે કે, અહા ! કેટલુ બધુ પેટીમા ધન છે, પણ જ્યા સુધી તાળું ઉઘાડ્યુ નથી ત્યા સુધી કોઇ તે ધનને પ્રાપ્ત કરતું નથી, કોઈ વિચક્ષણ ગમે ત્યાથી તાળું ઉઘાડવાની કુચી પ્રાપ્ત કરે અને તાળું ઉઘાડે તો તેને ધન મળે છે તેમ અત્ર પણ સમજવાનુ કે, આત્મારૂપ પેટીમા જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, આદિ અનંતગુણરૂપ રત્ન ભર્યાં છે. અજ્ઞાન-મિથ્યાત્વરૂપ આત્મપેટીને તાળું માર્યું છે, ભેદજ્ઞાનની ગમરૂપ કુચી જે પ્રાપ્ત કરે છે તે તાળું ઉઘાડી આત્મપેટીમા ભરેલા રત્નોને દેખે છે પશ્ચાત્ તે કર્મમેલ નિવારી સદ્ગુણરત્નોની શુદ્ધિ કરે છે તેથી તે અનંતસુખનો ભોક્તા બને છે, તે સબધી કહ્યુ છે કે-

रत्नभरेली पेटी पारखीरे आतमा,
ताळां खोलीने धन देखीयु वैरागी
आतमारे मनप्यारा, लागारे तारी प्रीतडी वैरागी
योगीरे यतिजीरे तने शोधतारे आतमा—
गुणो अविनाशी केरा मायरे वैरागी आतमा.

અનંતશક્તિના ભડાર હે આત્મા તુજ આરાધ્ય પૂજ્ય છે—આત્મશક્તિનુ અપરિમિત બળ ચઉદભુવનમા પ્રખ્યાત છે આત્માની અનત શક્તિનો ભોક્તા આત્મા છે શુદ્ધ નિશ્ચયનયથી સર્વ આત્માઓ અનંતશક્તિના ભોક્તા છે, માંગ્નિકનયથી સંસારીઆત્માઓ પરતત્ર છે જ્યારે કર્મનો નાશ થાય છે ત્યારે આત્મા સ્વતંત્ર બને છે શુદ્ધ સ્વન

ત્રતાની પ્રાપ્તિ માટે છે। અધ્યાત્માઓ અમુક શક્તિ ખીલવે, પ્રતિદિન અભ્યાસથી આત્માની શક્તિ ખીલે છે, જેજે આત્માઓ સદ્‌ગુરૂગમ પામીને અભ્યાસ કરે છે તે તે આત્માઓ શક્તિયો ખીલવી શકે છે। બીજના ચન્દ્રની પેઠે આત્માની શક્તિ ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામે છે–સંપૂર્ણ કલાથી વૃદ્ધિ પામીને આત્મા લોકાલોકમાં સદાકાળ પ્રકાશ કરશે, અન્ય દેવતાઓને સાધીને વશ કરવામાં જેટલો પ્રયત્ન કરોછો તેટલો પ્રયત્ન આત્મદેવની આરાધનામાં થાય તો કોઇ બાબતની ખામી રહે નહીં ચમત્કારનું ઘર આત્મા છે, આત્માની શક્તિયો આગળ કોઇનું કંઇ ચાલતું નથી, આત્મશક્તિનો પ્રકાશ કરનાર યોગિરાજને દેવતાઓ પણ નમસ્કાર કરે છે જેજે પુરૂષો ચમત્કાર દેખાડે છે, તે તે પુરૂષો આત્મશક્તિના કોઇ પણ અંશથી ચમત્કાર દેખાડે છે ચમત્કાર ત્યાં નમસ્કાર આ નિયમની ખાત્રી આત્મશક્તિપ્રકાશથી થાય છે, આત્મશક્તિની શ્રદ્ધાવાળાને આ બાબતનો અનુભવ થાય છે, આત્મશક્તિ શ્રદ્ધાથી સંયમ માર્ગમાં ઝટિતિ પ્રવેશ થાય છે, ધ્યાનયોગનિષ્ઠસત્પુરૂષોના સમાગમથી આત્મશક્તિની શ્રદ્ધા વૃદ્ધિ પામે છે, જ્યાં સુધી આત્મશક્તિની પક્વ શ્રદ્ધા થઈ નથી અને તેનો પક્વ અનુભવ થયો નથી ત્યાંસુધી યોગીન્દ્રપુરૂષોની સંગત છોડવી નહિ, ખરેખર આટલી નાખશો કે સર્વ શક્તિયોનું ગૃહ આત્મા છે

સર્વ સાધનથી સાધ્ય આત્મસ્વરૂપ કરવાનું છે, બાર ભાવના, ચારભાવના, પંચમહાવ્રત શ્રાવકના બારવ્રત, જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિથી સાધ્ય આત્માજ છે આત્મજ્ઞાનથી આત્માનું અજ્ઞાન નાશ પામે છે, ભણવું, ગણવું આદિ ક્રિયાથી જો આત્મજ્ઞાન ન થયું તો ભણવાની ક્રિયાનિષ્ફલ છે,—વર વિનાની જાન જેમ શોભતી નથી અને લુણવિનાનું ભોજન જેમ નકામું છે તેમ આત્મજ્ઞાન વિના ભણ્

કષાય પડદો છે તેને ભેદીને 'અનંતસુખનો ભોગી' થવું જોઇએ, સંકલ્પવિકલ્પની પેલી તરફ આત્માનું નિર્વિકલ્પ સ્વરૂપ છે, સંતપુરૂષો નિર્વિકલ્પ સ્વરૂપનો અનુભવ કરી અનંતસુખ પ્રાપ્ત કરે છે

સાતનય અને સપ્તભંગીથી આત્માની 'સવિકલ્પદશા-નો અનુભવ થાય છે—આત્માના નિર્વિકલ્પ સ્વરૂપનો અનુભવ તો શબ્દસૃષ્ટિની પેલીપાર છે સવિકલ્પદશામાંથી નિર્વિકલ્પદશામાં જવાય છે સવિકલ્પ દશાના બે ભેદ છે, જ્ઞાન વાળી સવિકલ્પદશા અને ત્યાગ કરવા યોગ્ય બીજી અજ્ઞાન વાળી સવિકલ્પદશા જ્ઞાનવાળી સવિકલ્પદશાના પણ ઘણા ભેદ છે, ગીતાર્થ મુનિરાજોના સત્સમાગમથી આ બાબતનું વિશેષ સ્વરૂપ સમજી શકાય છે, નિર્વિકલ્પદશાનો કાળ અલ્પ છે તેથી આત્મજ્ઞાનવાળી સવિકલ્પદશાનું અપ્રમત્ત-ભાવે સેવન કરવું કે જેથી નિર્વિકલ્પદશામાં પુનઃ પુનઃ રમણતા થાય આત્મજ્ઞાનાર્થે સાતનય અને સપ્તભંગીનું સ્વરૂપ સમજવું જોઇએ સમ્યક્શ્રુતજ્ઞાનથકી સમ્યક્ત્વની સિદ્ધિ થાય છે આત્મજ્ઞાનથી આત્મચારિત્રમાં પ્રવેશ કરીને અપ્રમત્તદશાનો અનુભવામૃતરસસ્વાદ યોગિયો ચાખે છે જગતમાં અને દેહમાં અહં અને મમત્વનો અધ્યાસ છૂટતાં અનંતશાશ્વત સુખનો અનુભવ થાય છે શાશ્વતસુખના અનુભવથી પૂર્ણ શ્રદ્ધા પ્રગટે છે અને તેથી આત્મા વિના જડ પદાર્થ ઉપર રૂચિ થતી નથી અનેક પ્રકારના કર્મનો ઉદયે સંકટ પડે તોપણ આત્મજ્ઞાની પૂર્ણ શ્રદ્ધાના યોગે શુદ્ધ સ્વરૂપથી ચલાયમાન થતો નથી શાતાવેદનીયના યોગે અનેક પ્રકારની બાહ્યરૂદ્ધિની પ્રાપ્તિ થાય તોપણ તેમાં આત્મજ્ઞાની રાચતો માચતો નથી શાતા અને અશાતાવેદનીયના ભોગોમાં આત્મજ્ઞાની લેપાતો નથી, આત્મસ્વરૂપમાં આત્મજ્ઞાની લયલીન થઈ રહે છે આદયિકભાવના અનેક સંયોગો વચ્ચે પણ આત્મજ્ઞાની પોતાના સ્વરૂપમાં ઉપયોગવડે રમી

છે માટે જ્ઞાનનય અને સમભંગીથી આત્મજ્ઞાન પ્રાપ્તકરવું જોઈએ, આત્મતત્વોપાસક પ્રિય બંધુઓ ! મારા અને તમારા આત્માઓ એક સરખા ધર્મવાળા છે તમારામા અને મારામા કયો ભેદ નથી તમો અને હું ચૈતન્યધર્મવાળા છીએ તમારા અને મારા શુદ્ધરૂપમાં કંઈ પણ ભેદ નથી. તમારી અને મારી સમાન જાતિ છે તમારી અને મારી કર્મઉપાધિથી વિચિત્ર અવસ્થા દેખાય છે તે કર્મ જનિત વિચિત્ર અવસ્થાથી કંઈ મૂળરૂપમા ભેદ પડતો નથી. આપણા શુદ્ધધર્મને સેવતા કર્મોપાધિ દૂર થાય છે તમો અનાદિ અનંત ગુણવાન છો. અને હું પણ અનાદિ અનંત ગુણવાળો છુ તેથી હે આત્માઓ તમોને હું પ્રેમથી ભેટું છું - શુદ્ધ પ્રેમથી તમને ભેટતા સહજાનંદની ખુમારી પ્રગટે છે હે જીવો ! જીવત્વધર્મની અપેક્ષાએ તમારામાં અને મારામા કંઈ ભેદ નથી હે ભવ્યાત્માઓ ! જેવુ મારૂરૂપ છે તેવુ જ તમારૂરૂપ છે જ્યારે શુદ્ધધર્મ તમારો અને મારો એક છે ત્યારે તમો સર્વ જીવો મારા સત્ય મિત્રો છો. એમા શું કહેવુ તમારી સાથે મૈત્રીભાવથી વર્તી આત્માની શક્તિયો પ્રગટ કરવાનો ઉપાય તમને બતાવુ અને તમારા આત્માઓપ્રતિ ભાવદયાથી વા ચૈતન્યશક્તિથી વર્તું એના હું કંઈ વિશેષ પ્રયત્ન કરતો નથી મિત્રનો ધર્મ છે કે, તમારા આત્માનુ શુદ્ધ સ્વરૂપ બતાવવુ અને તમોને ઉચ્ચ ભાવનાની કોટીમા પ્રવેશ કરાવવો. જગત્ સહુ મિત્ર માગ છે. મમત્વભાવ વિસાર્યો છે. એ મહાવાક્ય પરમ મૈત્રીભાવનાનું સ્વરૂપ દર્શાવી મને આત્માઓપ્રતિ ઉચ્ચ દ્રષ્ટિથી જોવાનું કહે છે, ચોરાશીલાખજીવયોનિમા પરિભ્રમણ કરતા સર્વજીવો મારા મિત્ર છે એમ જાણતા હવે મારો કોઈ શત્રુ જણાતોજ નથી તેમજ મારૂ આત્મસ્વરૂપ બગાડવાને કોઈ જીવ સમર્થ નથી અજ્ઞાનાવસ્થામા જે મે શત્રુઓ ધાર્યા હતા તે શત્રુત્વનો નાશ હવે થયો છે

મેના યોગે, જીવો દુષ્ટ હોય તોપણ શુદ્ધનિશ્ચયથી જોતાં તે જીવો દુષ્ટ નથીજ તેથી શુદ્ધ દૃષ્ટિથી જોવાનો મે અભ્યાસ પાડયો છે તેથી, જીવોતો હવે દુષ્ટ લાગતા નથી કર્મ દુષ્ટ છે એમ વિચારતા માલુમ પડે છે તોપણ હવે તો એમ લાગે છે કે, કર્મના ઉપર દોષદૃષ્ટિથી જોતા કઇ હિત થવાનુ નથી કારણ કે, કર્મનો જેવો સ્વભાવ છે તે પ્રમાણે કર્મ પોતાનો ધર્મ બજાવે છે, તેને દુષ્ટ ધારીને તેના ઉપર ક્રોધ કરવાથી કઇ તે પોતાનો દુષ્ટ ધર્મ મૂકી દેનાર નથી, જીવ અને અજીવ કર્મ ઉપર દુષ્ટભાવથી જેવામા કઇ લાભ ભાસતો નથી, માટે મે હવે શુદ્ધનિશ્ચય નયદૃષ્ટિથી પુદ્ગલ અને જીવદ્રવ્યનુ શુદ્ધસ્વરૂપ જોવાને અભ્યાસ પાડયો છે, તેથી દોષ દૃષ્ટિની પ્રવૃત્તિનો પ્રતિદિન નાશ થતો દેખાય છે. અને હવે સર્વ જીવો ઉપર શુદ્ધ પ્રેમભાવ સ્ફુરે છે, જેવુ મારૂ શુદ્ધસ્વરૂપ દેખતા આનદ થાય છે, તેવુ શુદ્ધ સ્વરૂપ સવ જીવોનુ હોવાથી સર્વ જીવોને દેખતા આનદ થાય છે અને તેથીસમભાવમા પ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે, જડવસ્તુ ઉપર પણ સમભાવની દૃષ્ટિથી જોવાય છે તેથી આત્માનુ આનદ જીવન પ્રકાશતુ માલુમ પડે છે, વળી હે જીવો! તમારામા અને મારામા એક સરખો અનત ધર્મ હોવાથી તમારી અને મારી ઐક્યતા પ્રત્યક્ષ અનુભવ મા આવે છે, તેથી મારા આત્માની પેઠે તમારૂ પણ સદા કાળ હિત ચિતવવુ જોઇએ તમારા પ્રતિ મારે શુદ્ધનિશ્ચય ની દૃષ્ટિથી જેવુ જોઇએ, હે સર્વ જીવો, તમે ગમે તે પથ પાળતા હો, ષડ્ દર્શનમાથી ગમે તે દર્શનમા તમારો રાગ હોય તો પણ નિષ્કામમિત્ર દૃષ્ટિથી મારે તમારા આત્માની શુદ્ધોન્નતિ કરવી જોઇએ, તમારૂ મૂળ શુદ્ધસ્વરૂપ જણાવવું તેજ મારૂ કતવ્ય છે ગમે તે વિચારવાળા તમે હો તોપણ મારી શુદ્ધભાવના ખરા અતકરણથી જાણી અને મિત્ર ભાવથી બતાવેલી તમારી શુદ્ધદશાનો વિચાર

કરશો, માધ્યસ્થદૃષ્ટિથી વિચારશોતો મારી ક્ષમાપનામાં રહેલુ રહસ્ય તમો સમજી શકશો, અને તમો પણ શુદ્ધક્ષમાપનાના અધિકારી થઇ ઉચ્ચકોટી ઉપર આવશો અને તમો પણ મારા ઉપર મૈત્રીભાવના રાખવાને યોગ્ય થશો અને સર્વ જીવોને પણ મિત્ર ધારશો, તમારો એક જીવમિત્ર નથી, બે જીવ મિત્ર નથી, પણ જગતમાં રહેલા અનંત જીવો તમારા મિત્રો છે એવી વિશાલ દૃષ્ટિ-થતા વૈરબુદ્ધિનો નાશ થશે અને તેવી તમારૂ હૃદય ગંગાના જલની પેઠે નિર્મલ થશે, અને તમો સિદ્ધ બુદ્ધ પરમાત્મા થશો, એમ વિશ્વાસબુદ્ધિથી માનશો

મન વચન અને કાયાના દુષ્ટ વ્યાપારોથી હે જીવો તમારૂ અહિત કર્યું હોય તે સબધી મિથ્યા દુષ્કૃત દઉ છુ, સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિતિઅ દુબ્ભાસિઅ દુચ્ચિટ્ઠીય તસ્સ મિચ્છામિ દુક્કડ, મન વચન અને કાયાથી હે જીવો તમારૂ શ્રેય કરવુ જોઇએ અહિંસા પરમો ધર્મ દયા મોટામા મોટો ધર્મ છે, આત્મવત્ સર્વભૂતેષુ યઃ પશ્યતિ સપશ્યતિ આ નિયમને અનુસરી પોતાના સમાન સર્વ જીવોને દેખવાના અભ્યાસી બન્યો છુ, અન્યજીવોની આતરડી દુઃખવવી ત્યા દયાનો પાઠ પૂર્ણપણે શી રીતે કહેવાય? કોઇનુ જરામાત્ર બુરૂ ઇચ્છવુ નહિ એવી વીરપ્રભુની વાણી પરમકરૂણામૃતનુ પાન કરાવે છે, પરજીવોનુ અશુભચિતવતા પ્રથમ અશુભપરિણામ પોતાના હૃદયમા ઉત્પન્ન થવાથી પોતાનુ અશુભ થાય છે અને તેથી પોતાના આત્માનો ઘાત થાય છે, પરિણામે બધ, ઉપયોગે ધર્મ, અને ક્રિયા એ કર્મ તેમા પ્રથમ પરિણામે બધ, એ મહાવાક્યનુ મનન કરવુ જોઇએ, અશુભ પરિણામ ઉત્પન્ન થવાથી પાપ લાગે છે અને પાપથી પોતાનોજ આત્મા દુર્ગતિમા દુ ખ પામે છે માટે જે ભવ્ય પોતાના હૃદયમાં અશુભ પરિણામ ઉત્પન્ન કરવો

નથી તે ખરેખર પોતાની દયા કરે છે અને તેજ ખરેખર બીજા જીવોની દયા કરે છે, અને તેજ ભવ્ય મૈત્રીભાવના ખરા રહસ્યને પામે છે અને તેજ મનુષ્ય ઉચ્ચભાવનાનો પૂર્ણ અધિકારી થાય છે માટે હુ પણ તે નિયમને અનુસરી ત્રસ અને સ્થાવર જીવોની હિંસાથી મન, વચન અને કાયાથી નિરમુ છુ, અતીતકાલમા અનતજીવોની મન વચન અને કાયાથી હિંસા કરી હોય તે સબધી મિથ્યા દુષ્કૃત દઉ છુ, અનેકભવમા સર્વ જીવોની સાથે બાંધેલા વૈરનો ત્યાગ કરૂ છુ, અનતભવમા અજ્ઞાનના યોગે જીવોને પીડા કરી હોય તેનો મિચ્છામિ દુક્કડ દઉં છુ, ક્રોધ, માન, માયા, લોભ, અસત્ય, નિંદા, ચોરી, સ્વાર્થબુદ્ધિ વિગેરે દોષોથી હે જીવો! તમારૂં લેશ પણ અશુભ કર્યું હોય તેને ક્ષમાવુ છુ, રાગદ્વેષના યોગે અશુદ્ધ પરિણામથી પોતાના આત્માની હિંસા કરી તો તે સબધી પોતાના આત્માને ખમાવુ છુ

ચોરાશીલાખ જીવયોનિમા પરિભ્રમણ કરીને જીવ મહાદુખ પામ્યો, હવે જન્મજરા મરણના દુઃખ નાશ કરવા માટે મૈત્રીભાવના ધારવી જોઈએ, અષ્ટાદશ પાપસ્થાનવડે પોતાના આત્માનો તથા પરજીવોનો હુ અનતિવાર વૈરી થયો હોઉ તે સબધી મિથ્યાદુષ્કૃત દઉ છુ, જગત્મા કર્મથી વસેલા સર્વ જીવો, તમો મારી ક્ષમાપનાથી વૈરનો ત્યાગ કરો, અજ્ઞાનાવસ્થામાં જો કે લેખકના આત્માએ અહિત [illegible] કર્યુ તોપણ તેમા કર્મનો દોષ જાણી ક્ષમા કરો, મને [illegible]શો, હવે હુ શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિથી તમારૂ શુદ્ધ સ્વરૂપ [illegible] કોઈપણ જીવનુ અહિત કરીશ નહી–કરાવીશ નહિ, આ[illegible]રની અનુમોદના પણ કરીશ નહી," જીવોના સમાગમ-શરીરસબધે આવુ છુ, અને આવીશ તોપણ નિરવ યોગથી પોતાના આત્મામાં રમણતા કરીશ, અને તમારા

આત્માની પરમાત્માવસ્થામા નિમિત્ત કારણરૂપે ઉપકારી આવીભાવ હશે તો થાઇશ, હે જગતના જીવો મે ઉપદેશ તમને આપ્યો છે તે કેવળ મૈત્રીભાવનાના પ્રેમથી આપેલો છે, તેમા મિથ્યાત્વના યોગે તમને અરૂચિ થઇ હોય તો તેની ક્ષમા કરશો, અને તમારા હૃદયમા રહેલુ મિથ્યાત્વ નાશ પામો, અને જો તમારા હૃદયમા સમકિત હોય તો ચારિત્રકોટીમા પ્રવેશ કરો, એમ ઇચ્છુ, જગતમા અજ્ઞાનના યોગે અનેક ધર્મના પન્થમા પડેલા જીવો, જો તમો આત્મસ્વરૂપપ્રતિ દ્રષ્ટિ દેશો તો અન્યજીવોપર દ્વેષ થશે નહી, અને સર્વ જીવોને મિત્ર તરીકે ગણી શકશો, જૈન દર્શનમા મૈત્રી પ્રમોદ માધ્યસ્થ અને કારૂણ્ય આ ચારભાવના ભાવવાની કહેલી છે આવી ચાર ભાવનાને ભાવનાર જૈન બન્ધુઓ પરમાત્મપદના અધિકારી થઇ શકે છે, જૈનધર્મનુ યથાર્થ સ્વરૂપ જાણનારાઓ માધ્યસ્થભાવ ધારણ કરે છે પરગુણ પરમાણૂન્ પર્વતી કૃત્ય નિત્ય નિજહૃદિ વિકસન્ત, સન્તિ સન્ત કિયન્ત પરજીવોમાં પરમાણુઓ જેવડા ગુણને પણ પર્વત સમાન ગણી પોતાના હૃદયમા હર્ષ પામનારા કેટલાક સન્તપુરૂષો છે, આ મહાનીતિનુ વાક્ય પણ જૈનધર્મના જ્ઞાતાઓના હૃદયમા યથાર્થ પ્રકાશ કરે છે જૈન તત્ત્વની બલિહારી છે કે જેના પ્રતાપથી સર્વ જીવોને પોતાના આત્મ સમાન જાણીને મૈત્રી ભાવનામા હુ આરૂઢ થયો, સર્વ ધર્મના ગ્રન્થોનો સૂક્ષ્મ બુદ્ધિથી અભ્યાસ કર્યો પણ ચિત્તમા શ્રદ્ધા પ્રગટી નહી જ્યારે શ્રી વીરપ્રભુના કહેલા તત્ત્વ વાચ્યાં અને તેમને કહેલી સાતનયની તથા સપ્તભંગીની વ્યાખ્યા વાચી ત્યારે ધર્મની શ્રદ્ધા થઇ જિન દર્શનનો અનેકાન્તનયવાદ જાણતા હવે કોઇ જીવ દ્વેષ પ્રગટતો નથી, કષાયોદય પ્રમાદયોગે થાય છે પણ શમી જાય છે ભિન્ન ભિન્ન ધર્મ પંથના લોકોને પણ હુ તેમના ઉપર અરૂચિ ભાવ ધારણ

વરતો નથી કારણ કે જે લોકો કુપથમા પડેલા છે તેમના ઉપર અરૂચિ કરવાથી તે કદી સુપથમા આવતા નથી પણ તેમના ઉપર અમદષ્ટિથી ઉપકાર કરવાથી ભવિતવ્ય તા યોગે સુપથમા આવે છે જો કે તેઓ મિથ્યાત્વના યોગે કુપથમા છે પણ તેઓનુ મૂળ સ્વરૂપતો સિદ્ધના સમાન છે તેથી તે સિદ્ધ સમાન છે તેમના પ્રતિ શુદ્ધ નિશ્ચય દષ્ટિથી જોતા તેઓ સિદ્ધ સમાન છે, તેમના આત્માનુ શુદ્ધ સ્વરૂપ મારા ઉપયોગમા જ્ઞેયપણે પ્રતિભાસે છે તેથી હુ કર્મથી ગ્રહીત બનુ છુ અને તેઓને પણ શુદ્ધ દષ્ટિ માહાત્મ્યથી સમાગમમા આવતા લાભ પણ થાય છે, તેમના ઉપર કરૂણા રહે છે મારૂ જેવુ શુદ્ધ સ્વરૂપ છે તેવુ અન્ય જીવોનુ પણ શુદ્ધ સ્વરૂપ છે એમ ભાવના ભાવના કોઈના ઔદયિક ભાવના દોષ ઉપર મારી દષ્ટિ પડતી નથી અને તેવી દોષાકાર મારૂ મન થતુ નથી તે પણ એક સત્તરનુ સ્વરૂપ મારા અનુભવમા આવે છે, આવી મૈત્રી ભાવનાને પ્રતિદિન અભ્યાસમા મૂકવાની મારી દઢ પ્રતિજ્ઞા છે, મૈત્રીભાવના મારા આત્માને નિર્મલ કરેછે તેમ તે સર્વ જીવોને નિર્મલ કરે છે ગજ સુકુમાલ મૈત્રી ભાવના ભાવીને સદ્ગતિને પામ્યા, મેતાર્ય મુનિરાજ પણ મૈત્રીભાવના ભાવીને સદ્ગતિને પામ્યા, મૈત્રીભાવના ભાવતા એવા અનત જીવો મુક્તિપદને પામ્યા પામે છે અને પામશે જૈન ધર્મનુ પૂર્ણ જ્ઞાન થતા સર્વ ધર્મમાંથી સાપેક્ષનય બુદ્ધિથી જીવ સારાશ ખેચી લેછે, અને જે વિષય અસત્ય હોય તે ઉપર માધ્યસ્થભાવ ધારણ કરે છે, શ્રી કૃષ્ણભગવાન્ કે જે આવતી ચોવીશીમાં તીર્થકર થવાના છે, તે કૃષ્ણ ભગવાન્ શ્રીનેમિનાથ ભગવાનનો ઉપદેશ સાભળી જૈન ધર્મ પામ્યા હતા તેઓની ગુણ ગ્રહિ થઈ હતી તેપણ જૈનધર્મના જ્ઞાનના પ્રતાપેજ સમજવુ, જિન દર્શન આરાધન કરતા સઘળા દર્શનનુ આરાધન થાય છે,

જૈન ધર્મનુ આરાધન કરતા સઘળા ધર્મનુ આરાધન થાય છે કહ્યું છે કે—

जिनवरमां सघळां दर्शन छे, दर्शने जिनवर भजनारे,
सागरमां सघळी तटिना सही, तटिनीमां सागर भजनारे प०॥

દુનિયામા અનેક પથમા જે કઇ સત્યનો અશ છે તે જૈન ધર્મના જ્ઞાનથી જાણુતા ધર્મની આરામારીમાથી જૈનધર્મ દૂર રહે છે, ધર્મના નામે અનેક મનુષ્યોનો નાશ કરીને પોતાનો ધર્મ ફેલાવવો, એમ પાપી પુરૂષોની માન્યતા છે, અન્યધર્મવાળાઓમા આવા ઘણા દાખલા મળી આવે છે, પણ જૈનધર્મ તે સત્ય પ્રકાશથી એમ કહે છે કે, અન્યધર્મિ ઉપર દ્વેષ ચિતવવો નહિ, અન્યધર્મ પાળનારાઓને મારવા નહિ મનથી પણ અન્યધર્મવાળાઓનુ ભૂડુ ચિતવવુ નહી, તન, મન, ધનથી તેમને સ્હાય આપવી અને તેમના આત્માને બોધિ બીજની પ્રાપ્તિ કરાવવી જોઇએ અન્યજીવો ઉપર આવી મૈત્રીભાવનાથી ઉપકાર કરતા અવળી દ્દષ્ટિથી તેમને અપ્રીતિ થઇ હોય તો તે પણ ખમાવુ છુ, આજ સવત ૧૯૬૮ ની સાવત્સરિક સાણસાનગરમા સઘ સમક્ષ સાવત્સરિકપ્રતિક્રમણ કરતા સર્વ જીવોની સાથે આ પ્રમાણે ક્ષમાપના કરૂ છુ, અને સર્વ જીવો પણ મૈત્રીભાવમા જોડાઈને ક્ષમાપના કરશો સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવીકારૂપ ચતુર્વિધ સઘને ખમાવું છુ, અનેક ગચ્છના ભિન્નભિન્ન સાધુઓ તથા સાધ્વીઓ વિગેરેને પણ જે કઇ મારા વિચાર આચરણ અને આચારથી અપ્રીતિ, દ્વેષ, પરિતાપ, ઉપદ્રવ થયો હોય તે મનથી ખમાવુ છુ, અને તમો પણ ખમશો હે સદ્દગુરૂ મહારાજ! આપના પ્રતિ પણ મારા શિષ્યધર્મ પ્રમાણે બરાબર ન વર્ત્યો હોઊ તથા અપ્રીતિ ઉપજાવી હોય-આશાતના કરી હોય તે ખમાવુ છુ, આપ પણ ખમશો હે શિષ્યો! તમને પણ હુ ખમાવું છુ, તમને ભણાવતા-ગણાવતા, ઉપદેશ દેતાં, શિક્ષા

કરતા કંઇ અપ્રીતિ, દ્વેષ ઉપજાવ્યો હોય તો તે ખમાવુ છુ, વ્યવહારથી તમો શિષ્યપણે છો પણ વસ્તુત જોતા તમો મારા આત્મા સદૃશ છો, મારાથી તમારા હૃદયમા નીચ ભાવના ઉત્પન્ન થઇ હોય તે સબધી ખમાવુ છુ, નયસાપેક્ષબુદ્ધિથી તમને ઉપદેશ આપતા તમારી તથાપ્રકારની બુદ્ધિના અભાવે ઉલટો અર્થ કર્યો હોય, અને ઉલટુ આચરણ આચર્યો હોય તો તે સબધીનો દોષ મારા ઉપર ચઢાવશો નહી તમારા આત્માની પરમાત્મસ્થિતિ થવાને માટે ઉપદેશ દેતા અપ્રીતિ-ઉપદ્રવ થયો હોય તેની ક્ષમાપના કરૂ છુ, હે શિષ્યો! તમોને મારાથી બનતા પ્રયત્ને ઉચ્ચભાવનાના અધિકારી ન બનાવ્યા હોય તેની ક્ષમા કરશો હે શિષ્યો! તમારૂ યથાયોગ્ય કલ્યાણ કરવામા મે યથાર્થ ઉપદેશ ન દીધો હોય તો તેની ક્ષમા ઇચ્છુ છુ હે શિષ્યો! તમારાપ્રતિ નિષ્કામ-ઉપકારબુદ્ધિથી ન વર્તાયુ તો તે સબધી મિચ્છામિ દુક્કડ દઉછુ હે શ્રાવકો-હે શ્રાવિકાઓ! મન-વચન-કાયાથી તમને અપ્રીતિ ઉપજાવી હોય, આશાતના કરી હોય, તે ખમાવુ છુ, અને તમે પણ ખમશો શ્રાવક અને શ્રાવિકાઓપ્રતિ સમ્યગાચરણના અભાવે જિનાજ્ઞા વિરૂદ્ધવર્તન થયુ હોય તો તે સબધી ખમાવુ છુ અને તે પણ ખમો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવથી મારા આત્માને ધર્મધ્યાનાદિકથી ન ભાવ્યો હોય તે સબધી પશ્ચાત્તાપ કરૂ છુ જે અન્ય જીવોને ખમાવે છે તેને આરાધના છે અને જે અન્ય જીવોને ખમાવતો નથી તેને આરાધના નથી હે જીવ! કોઇને શત્રુ ધારીશ નહી તારૂ ભૂડુ કરવા કોઈ પણ સમર્થ નથી, સર્વજીવો મિત્ર છે ક્રોધ, માન, માયા, લોભનો ત્યાગ કરીને સર્વજીવોને ખમાવ, હૃદયમા લઘુતા ધારણ કરી ઉચ્ચભાવમા પ્રવેશ કર કુભારના ઘરની પાસે ઉતરનાર સાધુના મિચ્છામિદુક્કડની પેઠે વર્તન ન કર, તારૂ ભલુ કરવુ તારા હાથમા છે, અનતભવપર પરાને તુ તોડી નાખજે.

તુ શુદ્ધ ભાવનાથી ક્ષમાપના કરીશ તો ભવિષ્યકાલમા વૈરઝેરને મૂળમાથી નાશ કરી શકીશ. આત્માની મૈત્રીભાવનામા હુ પ્રવેશ કરૂ છુ, રાજાઓ, ઠાકોર, બ્રાહ્મણો, મુસલમાન, ખ્રીસ્તી, બૌદ્ધ વિગેરે જીવોનુ મન, વચન અને કાયયોગે અશુભ થયુ હોય તો તે સબધી ખમાવુ છુ અને તેઓ પણ ખમો ચાલતા, ખાતા, પીતાં, ઉઠતા બેસતા, સુતા, મન, વચન, કાયાથી મે ચોરાશીલાખ જીવયોનિની વિરાધના કરી ઉપદ્રવ કર્યો-પ્રાણનો નાશ કર્યો, તો તે સબધી મનવચન અને કાયાથી ખમાવુ છુ અને તેઓ પણ ખમો. અનતભવ સબધી ક્ષમાપના કરૂ છુ તેમજ આ વર્ષની ક્ષમાપના પણ સાવત્સરિક પ્રતિક્રમણ કરીને કરૂ છુ, સાવત્સરિક, ચાતુર્માસિક, પાક્ષીક, દૈનીક ક્ષમાપના કરીને ઘણા જીવો મુક્તિ પામ્યા, પામે છે, અને પામશે, અતમુહૂર્તની ક્ષમાપના પણ દ્રવ્ય ભાવથી કરતા સકલ કર્મનો ક્ષય કરે છે હે મારા મિત્ર સમાન જીવો! તમો પણ આવી ક્ષમાપના કરી નિર્મલ થાઓ, મિત્રભાવથી ઉપદેશરૂપે તમને ક્ષમાપના સબધી જે કઇ અસગોપાત કહ્યુ હોય તે લક્ષ્યમાં લેશો અને ક્ષમાપનાની ક્રિયાને અગીકાર કરશો. ક્ષમાપનાથી આત્મા પરમાત્મા થાય છે સર્વ મગલનુ ગૃહ ક્ષમાપના છે, આત્મજ્ઞાનથી ક્ષમાપના સર્વ જીવો કરો, સર્વ મગલમાલાના સ્વામી બનો, આ પ્રમાણે ક્ષમાપના કરી ચોવીસ તીર્થંકરને વાદુ છુ

## गाथा.

एवमहमालोइय निंदिय गरहियदुगछिउं सम्म
तीवहेण पडिकतो वदामि जिणे चउव्वीस ॥ १ ॥
शिवमस्तु सर्व जगत परहित निरता भवतु भूतगणा
दोषा प्रयांतु नाशं, सवत्र सुखिलो भवतु लोका ॥ २ ॥

इय क्षमापना शुद्धा, सानन्सारिका कृता मया
धर्म कल्याणदत् शाश्वत् बुद्धयब्धि मुनिना शुभा ॥ ३ ॥
भाद्र शुक्र चतुर्थ्यां हि, जिनाज्ञापालनोत्सुक
क्षमापयति योजीवान् , प्राप्नोति स परपद ॥ ४ ॥
अवलम्ब्यैन माध्यस्थ्य, वाचको लभते सुख
माणसायां चतुर्मासी, कृत्येय रचना कृता ॥ ५ ॥

ॐ शान्ति ३

# શુદ્ધિ પત્રક

| પ્રષ્ઠ પંક્તિ. | | |
|---|---|---|
| ૫—૨ | કરવો કરવો | કરવો |
| ૭—૧૧ | જનોની | જૈનોની |
| ૫—૨ | જૈનન ધર્મની | જૈન ધર્મની |
| ૫—૨૦ | સુરિયે | સુરિએ |
| ૧૧—૧૪ | જનો | જૈનો |
| ૨૪—૧૨ | કતુષ્ઠો | મનુષ્યો, |
| ૨૮—૧૩ | સહન | સહજ |
| ૨૯—૧૯ | ગચ્છવાસનો | ગચ્છમમતાનો |
| ૩૬—૧૯ | કાર્યા બાદ | કર્યા બાદ |
| ૪૨—૩૪ | તો તો | તો |
| ૪૪—૮ | નિર્વિલ્પ | નિર્વિકલ્પ. |
| ૪૫— | દુનિયાના શાસ્ત્રના | દુનિયાના બાહ્ય શાસ્ત્રના |
| ૫૫—૧૨ | નીચમની | નીચ માનનાર |
| ૬૭—૨૭ | તદ્દતુ | તદ્દેતુ |
| ૭૪—૧૭ | પડિતોની | પડિતોની. |
| ૭૪—૧૮ | દષ્ઠથી | દષ્ટિથી. |
| ૭૬—૮ | આત્મ | અધ્યાત્મ. |
| ૮૨—૪ | મારે પૂર્ણ વશ્વાસ | તમારે પૂર્ણ વિશ્વાસ |
| ૮૨—૨૧ | સવ | સર્વ. |
| ૮૫—૩ | યાગનો | યોગનો. |
| ૮૮—૯ | શરવીપણાનો | શરીર પણાનો. |
| ૮૮—૨૭ | તેઆ | તેઓ |
| ૯૦—૮ | ચોકા | સોકો. |
| ૯૩—૧૧ | ચત્ય વદન | ચૈત્ય વદન. |
| ૯૫—૮ | સાક્ષ જોતા | સાક્ષી જોતા |
| ૯૮—૧૬ | નામવાથી | નમાવાથી. |
| ૧૦૩—૧૫. | પત્રામા | પત્રોમા. |
| ૧૦૩—૧૬ | કીતિ | કીર્તિ |
| ૧૦૫—૨૩ | સ્વ | સ્વર, |
| ૧૦૭—૨૭ | બનાવાના | બનાવના. |
| ૧૦૮—૨૮ | પર્વત | પર્વતપર. |
| ૧૧૧—૧૦ | એકયતા | એકમતા. |
| ૧૧૨—૨૨ | સ્વરોપ્યમા | સ્વરોદયમા |
| ૧૧૪—૬ | કામે તેવુ | ગમે તેવુ |

| પૃષ્ઠ પંક્તિ | | |
|---|---|---|
| ૧૧૬—૧૮ | વિચારશીનોએ | વિચારશીનો |
| ૧૨૦—૫—૬ | તંત્રીજ | તંત્રીન |
| ૧૨૦—૨૮ | परपा | परेपा |
| ૧૨૨—૫. | કરનાર છે હોય ! | કરનાર હોય ! |
| ૧૨૩—૬ | ज्ञीनपर | जिनवर |
| ૧૨૩—૭ | ,, | |
| ૧૨૩—૨૫ | પાર્શ્વ | પાર્શ્વ |
| ૧૨૩—૨૭ | સપ | સર્પ |
| ૧૨૬—૪ | ક્રેક | ક્રમ |
| ૧૨૬—૧૨ | આત્મા ઉપર | કર્મ ઉપર |
| ૧૨૭—૨૮ | જીરગી | જીદગી |
| ૧૩૧—૨ | કેન પ જ્ઞાનનું | કેવ પ જ્ઞાન |
| ૧૩૧—૨૯ | અસેડવન | અસોઝન |
| ૧૩૨—૨૦ | देपाडो | देपाहो |
| ૧૩૩—૧૮ | ઉપાય | ઉપોગ |
| ૧૪૧—૨૯ | સદ્ગુને | સદ્ગુરૂને |
| ૧૪૪—૧૬ | કમરોગ | કર્મરોગ. |
| ૧૪૬—૧૬ | રૂવ | મર્વે. |
| ૧૪૭—૧ | કરે | ન કરે |
| ૧૫૧—૧૯ | અત્માને | આત્માને |
| ૧૫૧—૨૪ | રમરણ | રમણુ |
| ૧૫૫—૬ | લોક લોકમા | લોકા લોકમા |
| ૧૫૮—૧૭ | દ્પ | દ્વેષ |
| ૧૫૮—,, | ા રૂપ | રૌદ્રરૂપ |
| ૧૫૯—૨૮ | મ ીભાન | મૈત્રીભાવ |
| ૧૬૨—૩ | પાર્દુનિક | પૌદ્ગલિક |
| ૧૬૨—૧૪ | સામાન ધર્મથી | સમાન ધર્મથી |
| ૧૬૮—૭ | મનીભાવ | મૈત્રીભાવ. |
| ૧૬૮—૧૭ | ,, | |
| ૧૭૭—૯ | સવ | સર્વ |
| ૧૮૦—૨૦ | સ લ્પવાળા | સ કલ્પ વાળા |
| ૧૬૬—૨૮ | આદયિક ભાવના | ઔદયિક ભાવના |
| ૧૮૭—૪ | ચત્યન્ય | ચૈત્ય પ |
| ૧૮૭—૧૯ | | ,, |
| ૧૮૭—૨૫ | શત્રભા । | શત્રુભાવ |